# मेघ दूत.

श्रीमन्महा कवि कालिदासना संस्कत काव्यनुं

## गुजराती भाषान्तर;

કરનાર

## ભીમરાવ ભોળાનાથ.

## અમદાવાદ.

ખાડીઆમા અમરતલાલના મહાદેવમાં મહેતાજી
પિતાંબરદાસ ત્રિભોવનદાસના "હિતેચ્છુ"
પ્રેસમા પટેલ નરશંગ મુળજીએ છાપી
પ્રસિદ્ધ કર્યું.

સવત ૧૯૩૫—સને ૧૮૭૯

# PREFACE.

It will be very fortunate indeed, if under the present state of society, a metrical version of a work like the Megh Duta should not be generally considered as something worse than useless. And yet the 'Cloud Messenger' has been admired and extolled, for its high and rare merits, all over the world wherever Sanscrit literature is known and studied. The wonderful power of imagination and description which the poem displays, is to say the least, equal to any thing that can be found in any language dead or living. In truth the Megh Duta is a poem which for its union of high inspiration, with graceful imagery, deep sentiment, and beauty of expression remains unrivalled throughout the whole literature of the world. While the fervency of its feeling and the uninterrupted flow of its style, engross the attention of the scholar, the remarkable force of the poetical faculty, combined as it is with a deep sustained imagination, genuine and all-pervading sentiment, and above all the supreme and universal importance of the principle which underlies its subject, baffles the ingenuity of the critic. There is a frenzy, a continued whim about the poem, which as Goethe says of Śakuntala 'captivates, enraptures, charms,' the minds of all sensible readers. It is as Professor Wilson says, a protracted apostrophe.

The subject of the poem is simple enough. I cannot do better than quote the words of the learned

exile, and he is then dismissed from the presence of the Deity, and the poem of Kalidas.'

I will not here discuss the vexed question about the advisibility or otherwise of having a work like this; a question, for the discussion of which I have very little time, much less any inclination. The experience of ages is sufficient to show on which side the advantage lies. At the same time it is not meant to urge that the poem, as indeed the whole poetry of Kalidas, is without any defects; his repetitions, a tameness of description in some places, and sensuality in others are among some of his most prominent faults.

Nothing more than what is already known can now probably be ascertained respecting the life of the author of Śakuntala. It should, however, not be left unremarked that the numerous stories about him, which are current among the people were circulated by the Bhats, long after the time of Kalidas, and are the inventions of their own iniquitous and impure brains; they are all marked by a spirit of mean disguise, and some of them are so coarsely woven out, that as they are shocking in their license, do not likewise leave the slightest doubt of their fictitious character; while to the readers of Kalidas, nothing is more plain than his spontaneous reverence for virtue and his intentional exaltation of it. The story also, that the Megh Duta was written when the poet was under a temporary banishment from the court of Vikramaditya, cannot be said to have sufficient grounds to rest upon. The geographical portion of the poem, as it is useful in determining the many ancient sites of

upper India, undoubtedly indicates the vast extent of the country over which the writer seems to have travelled.

I have been careful in the translation to keep up the elevated tone of the original; and have endeavoured to raise Prakrit versification to as high a standard as, in the progress of time, it should, in all propriety, be raised. It will not be too much to say that for almost every sanscrit word used in it, I have an authority in one or other of the best of our poets. Although, I have tried my utmost not to have any appearance of show in the composition, I shall gladly bear the blame of pedantry, if by making it such as it is, I should have succeeded, however slightly, in raising Gujarati verse from the low and almost puerile state to which it has been reduced under a vain disguise of simplicity and originality.

As the manuscript was going to the press, I had an opportunity of showing a copy of it to Mr. Shanker Pandurang Pandit and now I learn with a sense of gratification that it has met with his approbation.

Ahmedabad
8th April 1879

B. B.

# પ્રસ્તાવના*

આ ગ્રંથ આપણા દેશમાંજ જાણીતોછે એમ નથી; પૃથિવી ઉપર જેજે સ્થળે સંસ્કૃત વિદ્યાનો અભ્યાસ થાયછે ત્યાં મેઘદૂત વખણાયલોછે; ને તેની કલ્પના શક્તિ, તર્ક, વર્ણન, તથા મનના આવેશ ભરેલો મર્મ સહિત ઊંડો ભાવ જોઇને સમજીને વાંચનાર સાનન્દાશ્ચર્ય પામે છે. એમાં મનનું દરદ તથા અન્તઃકરણના પ્રેમનો જોસ, તેની સાથે એકાગ્ર ધ્યાન તથા અર્થનું પ્રૌઢપણું અને શૈલીનું સરલ ગભીર સૌંદર્ય એવું છે કે તે માણસના મનનું આકર્ષણ કરીને તેમાં નિમગ્ન કરે છે. તેના વિષય તત્ત્વનું અત્યન્ત ગૌરવ, તેનું સંબદ્ધ ચિન્તન, તથા સ્વભાવથી ઉન્મત્તપણું, એ સર્વ, કાવ્યનાં પુસ્તકોમાં તેને ઊંચી પદવીએ મુકાવે છે. પેહેલેથી છેહલે સુધી એ ઉત્સાહ ભરેલી સમ્બોધન વાણી છે. એમાંની વાત સહેલી છે.

'એક યક્ષ, એટલે કૈલાસનો એક દિવ્ય પ્રાણી, ધનના અધિપતિ કુબેરનો સેવક, ઉન્માદથી તેના બાગનું રક્ષણ કરવાનું કામ ભૂલીને સ્વર્ગના હસ્તી ઐરાવતને આવીને તે ઉપવન બગાડી નાંખવા દેછે; તેથી તેનો સ્વામી કોપ કરીને તેને પોતાની અલકા નગરીમાંથી કહાડી મુકે છે; ને એવી આજ્ઞા કરે છે કે એને બાર માસ દેશત્યાગ કરવો; તેથી તેને પ્રિય ભાર્યાનો તથા ગૃહ બન્ધુનો વિયોગ થાયછે. પછી રામગિરિ ઉપર આવીને એ એકલો રહે છે; ત્યાં તેણે આઠ માસ કહાડ્યા છે એમ ગણીને કાવ્યનો આરંભ કરે છે; એટલે વર્ષાઋતુ તે વખત બેઠેલી હોય છે; ને ભારે વાદળાં દક્ષિણમાંથી એકઠાં થઇને ઉત્તર તરફ જાય છે; હિમાલય પર્વત ઉપર જાય છે એમ જોઇને તેમાંના એક વાદળાને પોતાના વિયોગનો સંદેશો પ્રિયા પાસે લઇ જવાને પ્રાર્થના કરે છે. તેને માટે એને જવાના માર્ગનું પ્રથમ વર્ણન કરે છે; ને પછી કૈલાસ ઉપર થઇને અલકા, ત્યાં તેનું ઘર, તથા તેની સ્ત્રી વિષે કહે છે; પછી સંદેશો કહીને મેઘને જવાનું કહીને બંધ કરે છે.

એ કાવ્યને ભરતખંડના વિદ્વાનોએ મહાકાવ્યમાં ગણ્યું છે, અંગ્રેજીમાં એનું ભાષાન્તર પ્રોફેસર વુઇલસને કર્યું છે.

એનો લખનાર શકુન્તલા, વિક્રમોર્વશી, રઘુવંશ વગેરેનો કરનાર કાલિદાસ હતો. તે ક્યાં અને કિયા વખતમાં થયો તે વિષે જે જાણવામાં આવ્યું છે તેથી વધારે જણાય એવો સંભવ નથી. દાકતર ભાઉ કહેછે કે કાલિદાસ અથવા રાજતરંગિણીમાં કહેલા માતૃગુપ્તને થોડા દિવસ દેશનિકાલ થવાથી એવો વિયોગ થયો હતો તેથી મેઘદૂતનો હેતુ માતૃગુપ્ત પોતાની સ્ત્રીને સંદેશો કહાવેછે, એ વિના બીજો શો છે? પણ કાલિદાસની કદાપિ એવી સ્થિતિ થઈ હોય તોપણ તેજ વખતે મેઘદૂત થયો એમ નિશ્ચય ન કરી સકાય.

એના કાળ વિષે શંકર પાંડુરંગ પંડિત એવો નિર્ણય જણાવે છે કે કાલિદાસ ઇસવીસનના પાંચમા સૈકા પહેલાં થયો; સર્વ વાતે એ કહેવું વાસ્તવિક જણાય છે.

ઇ. સ. ૧૮૬૯—૭૦માં વિદ્યાલયમા એ કાવ્ય શીખવવું શુરૂ કીધું હતું; તે વખત એનું ભાષાન્તર કરવાની મારા મનની વૃત્તિ થઈ હતી; અગિયાર શ્લોકજ પ્રથમ કરયા હતા ને તે એમને એમ રહ્યા હતા. પછી ઇ. સ. ૧૮૭૧—૭૨માં એ પૂરૂં કર્યું. ત્યાર પછી ફરીથી વાંચી જોતાં કાંઇ કાંઇ ફેરફાર કરવો પડયો હતો. એ પુસ્તક પ્રગટ કરવાનો પ્રિય માણસોમાંથી ઘણો આગ્રહ હતો. સંસ્કૃત કાવ્યમાં એકજ વૃત્ત મન્દાક્રાન્તા છે તેજ આમાં પણ રાખ્યું છે. એ વૃત્તમાં એક જાતની મદ ભરેલી ગભીર મન્થરગતિ, તરંગ તથા ઉત્સુકપણું એવું છેકે તે સહસા મનને ખેંચેછે. પ્રોફેસર વુઇલસન એ વૃત્તનાં ઘણાંજ વખાણ કરેછે, ઘણું લાંબુ પણ નથી તેમ ઘણું ટુંકું પણ નથી; ઘણું ઉતાવળું પણ નથી તેમ ઘણું ધીમું પણ નથી; એના બોલ નદીના પાણીના બદ્ધપ્રવાહ સમાન ચાલ્યા જાય છે. એક પછી એક શબ્દનો ઉપાડ મનહરણ કરતો આવે છે, તેથી એનું નામ મન્દાક્રાન્તા પાડયું છે તે પૂરૂં ઘટે છે.

કોઈ કોઈ ઠેકાણે અતિશય શૃંગાર છે તે નમ્ર કરવા જેટલો બણાયો તેમ કરેલું છે; એક શ્લોક આ સમયને અયુકત જાણી દબાવી દીધો છે. સંસ્કૃતનું ગુજરાતી કરવામાં પ્રથમના ભાગમાં એક શ્લોકના કોઈ કોઈ બબે થયા છે; કોઇ કોઇ ઠેકાણે ચારની છ લીટીયો કરવી પડી છે; પાછળથી એકજ શ્લોકનો અર્થ એકજ શ્લોકમાં આવવા માંડયો ત્યાંથી સમ શ્લોક છે. સંસ્કૃત કાવ્યની ભાષાની તથા તેમાંના વિષયની ઉન્નતિ પ્રમાણે

શૈલી રાખવાનો પ્રયત્ન કર્યો છે. પણ તેમ કરતે અર્થનો સંબંધ જેમ બને તેમ કઠણ ન થાય એ વાત ધ્યાનમાં રાખી છે; શબ્દના ઉપયોગમાં પ્રેમાનંદ કે વલ્લભના કરતાં આગળ વધવું મને વાજબી જણાયું નથી; અને ભારે સંસ્કૃત શબ્દ મુકીને ડોળ બતાવવાનો ઉદ્દેશ એમાં કાંઈ નથી, તોપણ ગુજરાતી પદ્યને ઊંચી પંકતીમાં આણવાના હેતુને એવો બાધ કોઈ લગાડશે તો તેમા નાખુશ થવા જેવુ નથી. પદ્યમાં સંસ્કૃત શબ્દ કેવા ને કેટલા વાપરવા જોઈએ એ વાતનું વ્યાખ્યાન કરવાનું આ સ્થાન નથી; સાધારણ નિયમ એટલો જણાય છે કે ઉપયોગમાં આવેલા તથા સંભવિત શબ્દ આવે તોજ ભાષા સારી થાય છે.

ગુજરાતી ભાષાનું જ્ઞાન મેળવેલાને માટે આ પુસ્તક છે; તેથી સમાસનો ઉપયોગ કર્યો છે તો પણ તે કેટલો કરવો જોઈએ તેનો વિવાદ થાય એમ રાખ્યુ નથી.

કાવ્યમાં કૈલાસનું અલૌકિક વર્ણન છે તેવાં વર્ણન કરવાનો પુરાણ ધર્મનો હેતુ નિરંતર સારો હતો; અને તેને લીધેજ હિમાલયનાં શિખર ઉપરના બરફના સ્થાયી ઢગલામાં નવીન નગરીયો, સુવર્ણમય ભૂમિ ને અદ્ભુત લક્ષ્મી, આર્ય કલ્પનાએ નિર્માણ કરી છે.

છપાતે સુધારવાની ત્વરામાં મુખ્યકરીને પ્રથમનાં ભાગમાં ઘણી દેખીતી ભૂલો રહી ગઇ છે તે વિવેક કરીને વાંચવાની વિનતિ છે.

અમદાવાદ
તા૦ ૨૦મી એપ્રિલ સને ૧૮૭૯ — ભા. ક.

TO

THE BELOVED AND DEPLORED MEMORY

OF

# APARAO

This translation of the Megh Duta of Kalidas is dedicated as a mark of esteem, affection, and his genuine appreciation of everything really noble,

**BY HIS BROTHER.**

ગુજરેલા પ્રિય ભાઈને શોકથી સંભારતાં તેના ઉપર અમા-
રી મમતા તથા પ્રીતિ સહિત માનની સ્મૃતિ રહેવા સારૂ અને હ-
રેક ઊંચી વસ્તુની કિમત કરી જાણવાની તેની સ્વાભાવિક શક્તિ
ઉપર મોહ પામીને આ પુસ્તક સ્વર્ગવાસી આપારાવને અર્પ-
ણ કર્યું છે.

## સંજ્ઞા.

| | |
|---|---|
| ના. = નામ. | ન જા. = નરજાતિ. |
| સ. = સર્વનામ. | ના. જા. = નારી જાતિ. |
| વિ. = વિશેષણ. | નાન્ય. જા. = નાન્યતર જાતિ. |
| ક્રિ. = ક્રિયાપદ. | સં. = સંસ્કૃત. |
| અ. = અવ્યય. | અપ = અપભ્રંશ. |

## मन्दाक्रान्ता*

वागे पोते, धनपति[1] वडे,[2] यक्ष[3] कामे निमेलो,

माटे भारे, मद थइ गयो, स्वामि[4] तेथी तपेलो;

---

*मन्दाक्रान्ताजलधिषडगैर्म्भौनतौतोगुरूचेत् ॥

वृत्तरत्नाकर.

પહેલો મગણ, પછી ભગણ, પછી નગણ, ત્યાર પછી બે તગણ ને છેલ્લા બે ગુરૂ અક્ષર હોય તો મન્દાક્રાન્તા થાય. અન્તે ગુરૂને બદલે લઘુ હોય તો ચાલે એવો નિયમછે. જલધિ એટલે સમુદ્ર એટલે ચાર અ-ક્ષરે, પછી છ અક્ષરે ને છેલ્લે (અગૈ:) અગ, એટલે પર્વત, એટલે સાત અક્ષરે વિરામ લેવાનો છે. એને સેહેલી રીતે સમજાવવું હોય તો; પહેલા ચાર ગુરૂ પછી પાંચ લઘુ, પછી બે ગુરૂ, પછી એક લઘુ, પછી બે ગુરૂ, પછી એક લઘુને પછી બે ગુરૂ એવી રીતે વર્ણ લાવ્યાથી મન્દાક્રાન્તાનો એક પાદ થાય છે તેવા ચારનો એક શ્લોક થાયછે.

— — — — ⏑ ⏑ ⏑ ⏑ ⏑ — — ⏑ — — ⏑ — ⏓

---

૧—૧ 'ધનપતિ' કુબેર; કુબેર ભંડારી; નવનિધિનો અધિપતિ; એનુ રહેવાનુ ઠેકાણું કૈલાસગિરિ ઉપર અલકા નગરિમાં છે; ત્યાં યક્ષ, કિન્નર, ગન્ધર્વાદિ વસેછે.

પાછળથી થયેલી એના કદ્રૂપા શરીર વિષેની કથા પ્રસિદ્ધછે; એને ત્રણ પગછે અને આઠજ દાંતછે; અનેએ પંડરોગીયોછે. પૈસો હોય ત્યાં તેના ભોગવનાર, રોગથી અથવા બીજા કારણથી ઘણુ કરીને કેવા અયોગ્ય હોય છે તે અને ઘણા ધનનો તિરસ્કાર બતાવવાને આવી વાત જોડાયલી. કુબેર શબ્દમાંજ એવો અર્થ રહેલો છે; કુ, એ નઠારૂ દેખાડનાર ઉપસર્ગ, બેર એટલે શરીર.

कुवेरस्त्र्यवकसखोयक्षराड्गुह्यकेश्वर : ।
मनुष्यधर्माधनदोराजराजोधनाधिप : ॥
किन्नरेशोवैश्रवण:पौलस्त्योनरवाहन : ।
यक्षैकपिंगैलविलश्रीदपुण्यजनेश्वरा : ॥

शाप्यो तेने, रिस करि घणी, वर्ष एकान्त वास,
दुःखी कान्ता[5] विरहथि घणो, मान पाम्युं विनाश".१

---

अस्योद्यानंचैत्ररथंपुत्रस्तुनलकूबर : ।

कैलासस्थानमलकापूर्विमानंतुपुष्पकम् ॥

એનાં નામ 'કુબેર, ત્ર્યમ્બકસખ, યક્ષરાજ, ગુહ્યકેશ્વર, મનુષ્યધર્મા, ધનદ, રાજરાજ, ધનાધિપ, કિન્નરેશ, વૈશ્રવણ, પૌલસ્ત્ય, નરવાહન, યક્ષ, એકપિંગ, ઐલવિલ, શ્રીદ, પુણ્યજનેશ્વર,' 'એના બાગનું નામ ચૈત્રરથ, એના પુત્રનું નામ નલકૂબર, એનુ સ્થાન કૈલાસ. એની નગરી અલકા, તથા એના વિમાનનું નામ પુષ્પક.'

૨ 'વડે'=મોટાએ.

૩ 'યક્ષ' ધનપતિની રાજધાનીમા વસનારાઓમાનો એક. યક્ષ, વિદ્યાધર, સિદ્ધ વગેરે પણ દેવયોનીમાં ગણાય છે.

विद्याधराप्सरोयक्षरक्षोगन्धर्वकिन्नरा : ॥

पिशाचोगुह्यक' सिद्धोभूतोऽमीदेवयोनय : ॥

તેઓ સંપૂર્ણ દેવ નથી તેમ મનુષ્ય પણ નથી; માણસથી ઊંચાં અને દેવથી કાંઇ ઉતરતાં પ્રાણીઓ તેમને માનેલાં છે. અર્ધા દેવજેવા તેમ માણસ સરખા પણ ખરા, કારણ કે મૃત્યુની સત્તા નીચે તો તેઓ પણછે; કાંઇક માણસ જેવા માટે તેમને કિન્નર, કિમ્પુરુષ, કહેછે. તેમાંના કેટલાકને યક્ષ કહેછે; તે યક્ષ, એટલે પૂજવું એવો ધાતુછે તે ઉપરથી એ શબ્દ થયેલો; પૂજનાર અથવા પૂજાયલા; કાંતો તેઓ શિવના ભક્તછે તે ઉપરથી, કુબેરની સેવા કરેછે તથી કે લોક તેમને પૂજવા યોગ્ય ગણેછે તેમાં તેમને યક્ષ કહેછે. સિદ્ધ તથા ગુહ્યક પણ એમનું નામછે. ગુહ્ય, ગુપ્તવાત કહે માટે ગુહ્યક.

૪. 'સ્વામી' ધણિ; કુબેર.

૫ 'કાન્તા' કાન્તિ વાળી; સુંદર સ્ત્રી; સુંદર વહુ.

* આ પહેલા શ્લોકમાં મૂળ કરતાં કાંઇક વિસ્તારછે; તે સમજણ પડવા સારૂ કરેલોછે; મૂળ શ્લોકમાં બાગે નિમિત્તે એમ નથી.

रे;तो ज्यां छे, जनकतनया[1] स्नानथी पुण्य[2] पाणी,
छाया लागी[3], घट तरु तणी, रामगिर्याश्रमोनी[4];
पे'रयुंहस्ते, सरिपडयुं कडुं, दूबळो रोज थाये,
एवो का'मी, विरह सहिने, का'डतो मास ज्यांए; २

आशाढाना, प्रथम दिवसे; यक्ष आकाश जोतो,
हस्ती रूपे, घननग[1]शिरे, लागियो एक मोटो;
जेवो जोरे, गजज, नमतो, पाडवा कोट भारे,
जोवा जेवो, नयन थकि ते दीसतो मेघ त्यारे. ३

जोतो जोतो, टक टक उंचे, मेहुलो कौतुकेथी,

---

પણ કાંઈ અધિકારથી પ્રમત્ત થયેલો એમછે; પણ, કુબેરના અનુચરનાં કામ, તેના નવનિધિનું રક્ષણ કરવું, તેનો બાગ સંભાળવો, એવાંછે તેથી આમાં કહેલા યક્ષને બાગ ઉપર નિમેલો એવી પ્રિય લાગે તેવી કલ્પના અસલથી થયેલી છે.

૨—૧ 'જનક તનયા સ્નાનથી' જનકની તનયા એટલે છોકરી; સીતાના સ્નાનથી; નહાવાથી. રામ વનવાસ ગયા ત્યારે ત્યાંના પ્રવાહ, નદીયો તથા સરોવરમાં સીતા નાહેલી તેથી.

૨ 'પુણ્ય'=પવિત્ર. વિ.

૩ 'લાગીઘટ'=ઘટલાગેલી; બાઝેલી.

૪ 'રામગિરિ;' રામની ટેકરી અથવા પર્વત. દક્ષિણમાં નાગપુરની ઉત્તરે થોડેક દૂર રામટેકના નામથી ઓળખાયછે તે. આશ્રમ કહેવાનું કારણ કે ત્યાં ઋષિયો રહેતા અને રામચંદ્ર આવીને રહ્યા હતા.

૩—૧ 'નગ' પર્વત.

आंखे आंसु झळझळि भरी, चिन्तती तेह तेथी;<br>
दृष्टी दीधे, घन भणि वणी, सूख वाळां सदाय,<br>
तेनुं चित्ते, चलित थइने, अन्यथा वृत्ति थाय; ४<br>
तो शुं के'नुं प्रणयि[1] जननुं दूर बेठेलुं जे छे,<br>
कोटे लेवा, मन तलसतुं केटलुं दुःखि ते छे!<br>
जीवे जाया[2], नभ[3] दिन थये, धारिने एम चित्ते,<br>
मीठां वेणे, घन तणि पछी, स्वागता[4] पुछि प्रीते. ५

---

૫—૧ 'પ્રણય'=પ્રેમ; સ્નેહ; પ્ર, ઘણું, ઘણા જોરથી એવો અર્થ બતાવનાર ઉપસર્ગ; અને નય, એટલે નમ્રતા, નમવુ (કોઇના આકર્ષણથી મન ખેંચાય તેથી; ધાતુ. ની ( નય ) =દોરવું, દોરી લઇ જવુ, ખેંચવું.)=પ્ર+નય; ('ર'ને લીધે 'ન' નો 'ણ') =પ્રણય. પ્રણય+ઇન્ એવો 'યુક્ત'નો અર્થ બતાવનાર પ્રત્યય લાગ્યો એટલે પ્રણયિન્, તેનું પ્રથમાનું એક વચન, પ્રણયી. ના. ન. જા. પ્રેમ કરનાર, પ્રેમવાળો તે 'પ્રણયી' = પ્રિય-તમ; વર.

૨ 'જાયા' (ધાતુ. જા; જન્=જન્મ આપવો) જેનાથી જન્માય તે જાયા. પુરૂષને છોકરો થાયછે તે પોતેજ પોતાની સ્ત્રીને પેટે જન્મ લેછે એવો આર્યમત છે તે ઉપરથી વહુનું નામ જાયાછે.

૩ 'નભ;' આકાશ; જે મહિનામાં આકાશમાં વાદળાં રહે તે મહિનો; તે ઉપરથી શ્રાવણ.

૪ 'સ્વાગતા;' આપ (સં. સ્વાગતમ્;) આગતા સ્વાગતા; આવે તેનુ સન્માન કરવું. 'બહુ સારૂ થયું આવ્યાતે; કેમ સારાતાછો?' ઇત્યાદિ કહેવુ તે.

ताजां खील्यां, कुटज[1] कुसुमे, मेघने अर्घ अर्प्यो;
लेतो जाशे कुशळ वचनो, एज वीचार झडप्यो.
धूम[2] ज्योती[3] जळ पवननो, मेघ[4] संवाय ते क्यां,
सन्देशार्थो[5], चतुरजनथी, मात्र जाणाय ते[6] क्यां ! ६

ते क्यां आ क्यां, फरक न गणी, हौंसथी अभ्र[1] याचे,
कामे पीडया क्यमज समजे, जीव नर्जीव आ छे!
जाणे जेने जगत सघळुं, पुष्करावर्त्तकोना[2],
एवा भारे कुलिन कुलना, मेघना वंशमांना! ७

---

૬—૧ 'કુટજ;' કૂટ એટલે શિખર (અપ. કોટ.) જ = જન્મેલું. શિખર ઉપર ઉગેલાં; કૂટને જ લાગેછે ત્યારે દીર્ઘ કૂનો હ્રસ્વ કુ થાયછે.

૨ 'ધૂમ;' ધૂમાડો; વરાળ; ધૂમસ. આ પૂર્વનો સાદો વિચાર હવે ઘણો મનોરંજક લાગેછે.

૩ 'જ્યોતી;' અપ. (સં. જ્યોતિસ્) તેજ; વિજળી છે માટે.

૪ 'મેઘ સંવાય,' મેઘનો સવાય; મેઘરૂપી સવાય = સમુદાય, જથો, ઢગલો.

૫ 'સન્દેશાર્થો;' સન્દેશ; ના. ન. જા. (અપ; સન્દેશો) તેના અર્થ.

૬ 'તે,' સન્દેશાના અર્થ.

૭—૧ 'અભ્ર;' ના. નાન્ય. જા. વાદળું.

૨ 'પુષ્કરાવર્ત્તક.' જુદાંજુદાં મેઘનાં કુળનાં જુદાંજુદાં નામછે, તેમાંનુ ઘણુજ પ્રખ્યાત નામ; ત્રણ જાતના મેઘ કહેવાયછે; એક અગ્નીથી પેદા થયેલા, બીજા બ્રહ્માના શ્વાસથી અને ત્રીજા, ઇંદ્રે કાપેલી પર્વતની પાંખોથી પેદા થયેલા; પુષ્કરાવર્ત્તક એ ત્રીજા કુળના મેઘનું નામછે; તે ઘણા મત્સરવાળા તથા

इच्छा जेवी, स्वरूप बदले, इंद्र मुख्याधिकारी[1];<br>
तारी भारे, किमत प्रियरे, जाणुं छुं मेह तारी;<br>
बन्धु सौथी, जगत जिविका! दुर्दशाथी हुं दूर,<br>
तारी पासे, बहु दिन[2] थई, याचु छुं आज शूर. ८

याच्ना[1] कर्वी, गुणिनिज सदा, जो कदी व्यर्थ जाय,<br>
तो ते खोटी, न गणुं मनथी, तेज रूडी गणाय;<br>
याच्ना कर्वी दुरजन तणी, सिद्धि जो तेनी थाय,<br>
तोत्रे सारी, कदि न गणवी, खोटी सत्ये मनाय. ९

कण्ठे लेवं, सुतनुं[1] गयुं, राजराजोनि[2] रीसे,

---

તાફાનીછે; મતલબ કે તે ઘણા પાણી વાળાછે, તેથી તેમનું એ-
વું નામ છે; જે વાદળાં ઘણા પાણીથી ભરેલાહોય તેને પુષ્કર
કહેછે અને તેવા પાણીને ભરી રાખનાર પાત્ર તે આવર્ત્તક; તે
થી તેમનું નામ પુષ્કરાવર્ત્તક.

૮—૧ 'ઇંદ્રમુખ્યાધિકારી'=ઇંદ્રનો મુખ્ય અધિકારી; (તત્પુરુષ.) (મુ-
ખ્યાઅધિકારી, કર્મધારય.) મૂળશ્લોકમાં એને ઇંદ્રનો પ્રકૃતિ પુરુષ
કહેલોછે; એટલે ઇંદ્રની પાસે રહેનાર એના મુખ્ય મંત્રીમાંનો
૨ 'દિન'=દીન; નમ્ર; ગરીબ.

૯—૧ 'યાચ્ના'; અપ; (સં. याच्ञा)=જાચના. યાચ્ ધાતુને 'ના' પ્ર-
ત્યય લાગ્યાથી થાય છે; જાચના શબ્દ છે, અને याच्ञा તો
ઘણું કઠણ પડે તેથી યાચ્ના શબ્દજ રાખ્યો છે.

૧૦—૧ 'સુતનું;' ના. ના. જા. સુ=સારૂં; તનુ=શરીર. સુતનુ= સારા
શરીર વાળી. નાજુક (બહુવ્રીહિ).
૨ 'રાજરાજ;' રાજરાજ; કુબેરનું નામ.

तूं छे मोटूं, शरण दुखिनुं, तेथि बोलुं अतीशे;
सन्देशो आ, जलद[3] लइने, प्यारिने सोंपजे तुं,
रे'ती ज्यां छे, वसति[4] अलका यक्षनी त्यां जजे तुंः १०

आव्यो पासे, नगरि निकटे, रम्य ज्यां बाग ब्हार,
*चाले चन्दा[1], हर शिर[2] थकी, हर्म्यने[3] रंगनार.

आकाशे तुं जलद! गतिथि, आवतो जोइ एथी,
भाले आव्या, शिरज[4] करथी, शीर्ष सामेटि लेती. ११
कान्ता कामी, वरनि विरही, हर्षथी निरखशे ते,
आव्यो जाणी, घन समयने, स्वामिनी आशथी ए;

---

૩ 'જલદ;' ના. ન. જા. જલ=પાણી; દ=આપનાર. (ધાતુ, દા= આપવું;) વરસાદ; વાદળું; મેઘ.

૪ 'વસતિ;' ના. ના. જા. જ્યાં લોક વસે તે; નગરી.

૧૧—* ત્યાંથી, તે બાગમાંથી.

૧ 'ચન્દા;' અપ. ચાંદની=સં. ચંદ્રિકા.

૨ 'હરશિર થકી'=મહાદેવના માથા ઉપરથી. શિવ માથા ઉપર ચંદ્ર ધારણ કરે છે; તેથી તેનું નામ ચંદ્રશેખર છે.

૩ 'હર્મ્ય;' ના. નાન્ય. જા; મ્હેલ.

૪ 'શિરજ;' માથા ઉપર જન્મેલા=વાળ.

૧૨—૧ વરસાદના દાહાડામાં પરદેશ ગયેલા પતિ ઘેર આવે તેથી. 'વળિ ઘર દિશે વરસાદ પ્હેલા આપ વ્હેલા આવજો' દ-લપતરામ.

तुं आव्योने, पछि समजके, कोण एवूं हशे जे,
पीडा सेंती प्रिय विरहिणी कोण ऊवेखशे जे? १२
मारा जेवो, नहिज जनजे, दुःख मांही डुबेलो,
एवुं करशे नहि कदि हुंतो, हुं पराधीन प्हेलो.

धीरेधीरे, अनुकुल तने, वायु जो मन्दवाय,
गर्वेफूली, मधुर सुरथी, चातके वाम[1] गाय. १३
जोवो जेवो, गगन च्हडियो, देखिने मेघराज,

---

૧૩—૧ 'વામ;' ડાબી બાજુએ; ડાબા; મુસાફરી જતી વખત ચાતક, (બપૈયો) ડાબી બાજુએ બોલે તે સારા શકુન ગણાય છે;

वर्हिणाश्चातकाश्चाषायेचपुंसाहिताःखगाः ।
मृगावा वामगाहृष्टाःसैन्यसंपद्बलप्रदाः ॥

'મોર, ચાતક, ચાસ તથા બીજા નર પક્ષી, મૃગ વગેરે, કલ્લોલ કરતા ડાબા ઉતરે તો તે, સૈન્ય, સંપત્તિ, અને બળ આપનાર છે'; અને વિરહિણીનો સંતાપ વધારનાર પપૈયો, વરસાદના દહાડામાં, પિઉ, પિઉ, કરતો વાદળાંનું પાણી પીવા જાય છે એ જાણીતી વાત આ ઠેકાણે ઘણી રમણીય લાગે છે. યુરપના સંસ્કૃત જાણનારા આ બે લીટીઓ ઉપર ફિદા, ફિદા થઇ જાય છે; વુઇલસન કહે છે કે મૂળની સંસ્કૃત લીટીઓ,

'मन्दंमन्दनुदातिपवनश्चानुकूलोयथात्वां ।
वामश्चायंनदति मधुरचातकस्तेसगर्वः' ॥

એ પવનની લહેર, જેનું તે વર્ણન કરે છે, તેના જેવીજ અને તેટલાજ કોમળપણાથી ચાલે છે.

गर्भाधाने[1] क्षण गणि मळ्यो, जाणिने एवुं काज;
माळा थैने, हरखी बगली, हार ऊडी पयोदे[2]!
तारी साथे, गगन गमने, आवशे कर्ति मोदे[3]. १४

करवाने जे समरथ मही[1], टोपवाळी[2] फळाळी,
एवी सारी, श्रवण गमती, गर्जना तारि न्याळी[3],
कैलासे ज्यां, पसरयुं रूडुं छे, मान[4] नामे तळाव,
त्यां जनारा, बिस[5] कुंपळनुं, भाथुं लै राखि भाव, १५

---

૧૪—૧ 'ગર્ભાધાનક્ષણ'=ગર્ભના આધાનનો ક્ષણ; ( તત્પુરૂષ. ) ગર્ભનું આધાન ( આધાન, અવધાન; અપ. )=ધારણ કરવુ; ગર્ભ ધારણ કરવાનો ક્ષણ અથવા વખત મળ્યો ગણીને.

૨ 'પયોદ'=પયસ્+દ=પયઃ+દ=પયોદ=વાદળું; પયઃ=પાણી; દ=આપનાર ( ધાતુ; દા=આપવું ).

૩ 'મોદ'=કલ્લોલ; હર્ષ.

૧૫—૧ 'મહી'=પૃથ્વી ( આ ઠેકાણે દ્વિતીયા )=પૃથ્વીને.

૨ ચોમાસામાં ટોપ ઉગે છે ને બિલાડીના ટોપ કહેવાય છે તે. એનું ઊગવું, પૃથ્વી ફળવાનું ચિન્હ ગણાયછે તેથી 'ફળાળી'. ફળવાળી કહેવામાં પૃથ્વીને મેઘની ધણિયાણી ગણીછે; સંસ્કૃત શ્લોકમાં એ ઠેકાણે 'અવંધ્યા' શબ્દ છે.

૩ 'ન્યાળી'; આ ઠેકાણે એનો અર્થ, 'સાંભળીને,' એમ લેવાનો છે; આંખનો ધર્મ કાનને લગાડેલો છે.

૪ 'માન' ( અપ ); માન સરોવર ( સં. માનસ.)

૫ 'બિસ કુંપળનું'; બિસ=કમળમાં ઉગેલા રેસા. કુંપળ=કુંળી પાનડી; બિસ કુંપળનું=કમળના નવા રેસાની કુંળી પાંખડીઓનું.

देखीने के, गगन च्हाडिने, मेघ कैलास जाय,
साथे साथे, घन! तुज थशे, राजहंसो[1] सहाय*.
त्यांथी चाल्यो, अलकपुरिमा[2], एक बेठेली नारी,
भाभी तारी, दिवस गणती, काडती दीन[3] भारी: १६
जाजे त्यां तुं, सुभग[1]! जिवती, छे हजी ते विचारी,
जोजे, थाशे सफळ जवुं छे एक पत्नी[2], व्रताळी;
स्त्रीनुं हैयुं प्रणयथि[3] भर्युं, कुमळुं फूल जेवुं,
आशा बन्धे, स्थिरज विरहे, फाटि ए जाय तेवुं. १७
ले आलिङ्गी, पुछ प्रिय रजा, शैलनी[1] आ तुं, ज्यां छे
वन्दे तेवां, रघुपति पदे[2], अङ्कितामेखला[3] छे;

---

૧૬—૧ 'રાજહંસો'; હંસની ઊંચામાં ઊંચી જાત; લાલ ચાંચ, લાલ પગ અને ધોળા શરીરના હોય તે રાજહંસ કહેવાય છે.
* વટેમાર્ગુને સારો સંગાથ મળે તેમ. હિમાલય ઉપરથી આવેલા હંસ વરસાદના દહાડામાં પાછા જાય છે એવી કહાણીછે.
૨ 'અલકપુરિમા' (આપ); અલકાપુરીમાં.
૩ 'દીન=દિન; દિવસ.

૧૭—૧ 'સુભગ'=સારા ભાગ્ય વાળો; (તે ઉપરથી) સારો દેખાતો; આંખને ગમે એવો; સુન્દર. સુ, સારૂ બતાવનાર ઉપસર્ગ; ભગ=ભાગ્ય.
૨ 'એક પત્ની;' એકજ પતિ જેને તે એક પત્ની; (બહુવ્રીહિ). એક પતિવાળી; પતિવ્રતા; શબ્દનું મુળ રૂપ 'એક પતિની' એવું થાય, પણ આ શબ્દમાં 'તિ'ની ઇનો લોપ થાય છે.
૩ પ્રણય; (શ્લોક ૫ ટીકા ૧ જોવી.)

૧૮—૧ શિલાઓ વાળો તે શૈલ=પર્વત
૨ 'પદ'=પગલાં
૩ 'મેખલા'; કમર; કેડ; પર્વતની કેડો એટલે પર્વતનાં પાસાં.

काळे काळे[4], विरह टळिने, पामि संयोग जेह,
स्नेह स्पष्ट प्रगट करतो, मूकतो बाष्प[5] तेह. १८

रस्तो त्यारे सुण कहुंछुं हुं, तुं प्रयाणानुरूप[1],
सन्देशोतो, जलद! पछिथी, कर्णपानानुरूप[2],
थाके थाके, पगलुं दइने, प्हाड माथे जइने,
क्षीण क्षीण ग्रह तुं पयरे, जाय ज्यां ज्यां थइने. १९

अद्रीशृंग[1] ग्रहि पवनशुं, जाय छे एम ऊंचे,
जोवातो, तुं, सुभग! चकितो[2], मुग्ध[3] सिद्धाङ्गनाए,

---

४ 'કાળે કાળે'; એક અમુક વખતે વખતે; વર્ષોવર્ષ; ચોમાસે ચોમાસે.

૫ બાષ્પ'=બાફ, આંસુ; હુંનાળો ઊતરીને વર્ષા ઋતુ બેસે છે તે વામાં પૃથ્વીમાંથી બાફ નિકળેછે તેને અહિયાં આંસુ ગણ્યાં છે.

૧૯—૧ 'તું પ્રયાણાનુરૂપ'=તારા પ્રયાણને અનુરૂપ; પ્રયાણ=મુસાફરી; મુસાફરીને અનુરૂપ=લાયક, ઘટતો, જોઈએ તેવો; અનુ, પછી, પાછળ પાછળ, એવો અર્થ બતાવનાર ઉપસર્ગ અને રૂપ; મતલબ કે, સરખા રૂપનો; તારૂંજવું જેવું શોભીતું તેને અનુસારે, તે પ્રમાણે, તારો જવાનો માર્ગ પણ શોભીતો છે.

૨ કર્ણ પાનને અનુરૂપ; કાને પી જવા જેવો, જેમ મોહેવતે મીઠા ઘુંટડા ભરાય તેવો કાને સાંભળવાને મધુર.

૨૦—૧ 'શૃંગ'; શિખર.

૨ 'ચકિતા'=ચકિત થયેલી; ચમકેલી, આશ્ચર્ય પામેલી, અજ્ઞાનથી વિસ્મિત થયેલી.

(ધાતુ. ચક્=ચળકવું; 'ક્ત' ભૂત કૃદંતનો પ્રત્યય;=ચકિત;

आ स्थाने ज्या, सरस[4] निचुलो[5], उत्तरे त्याधितल्प,
दिङ्नागोनो[6], विचारि हरतो, स्थूल ते हस्त दर्प. २०

નારી જાતિનો સાધારણ પ્રત્યય 'આ' લાગ્યો એટલે 'ચકિતા.' કોઇ પણ પ્રાણી ચમકે છે; ત્યારે તેની આંખો ઘણી ત્વરાથી આમ તેમ ફરતી ચળકે છે; શરીર અને મુખ ઉપર પણ લોહી એકદમ ધસી આવવાથી તેજ આવેછે તેથી 'ચકિત' શબ્દનો આવો અર્થ થયેલો.)

૩ 'મુગ્ધસિદ્ધાઙ્ગનાએ.' મુગ્ધ (ધાતુ. મુહ્=ગાંડા થવું; રૂપ, ગુણ ઉપર ગાંડું થવું. 'મુહ્' નો ભૂતકૃદંત 'મુગ્ધ'.)=ગાંડું થયેલું; મૂઢ; ગાંડું; (તે ઉપરથી) નાદાન, પુરી સમજણ ન આવેલી એવું; (તે ઉપરથી) કાચું જવાન; જવાની તરત બેઠેલી એવું; (તે ઉપરથી) સુન્દર, 'મુગ્ધ સિદ્ધાઙ્ગના'; જવાનીમાં આવતી મુગ્ધા—સુન્દર, સિદ્ધની અઙ્ગનાઓ—સ્ત્રીયો. 'સિદ્ધ' એ પણ કૈલાસ ઉપર વસનારામાંના કેટલાકનું નામછે; તે પણ દેવ યોનીમાં—દેવજેવા ગણાય છે. (શ્લોક ૧. ટિકા. ૩. જોવી.) સિદ્ધિ પામેલા એટલે શિવની કૃપા એટલી સંપાદન કરેલી કે જે ધારે તે-દેવથી જેટલું થઇ શકે તેટલું-કરે અને આપે, માટે સિદ્ધ. મેઘને ક્યાં જવાનું છે, તેની વિસ્મૃતિ ન થાય માટે સંભારો આપવાને ઠેકાણે ઠેકાણે કૈલાસ ગિરિનું અને ત્યાં વસનારાઓનું ભાન યક્ષે કરાવ્યું છે; અને વાદળું ઉંચે તેમ અલકાનાં વાસી પર્વત ઉપર ઊંચે અને વળી દેવ, એટલે ગમે તેટલો દૂર તું હોય તો પણ તે દેખે એવી ઉત્તુંગ કલ્પના ઠેકાણે ઠેકાણે કરેલીછે. તને અહિંયાં આકાશમાં રહેલો ત્યાંથી મુગ્ધાઓ દેખશે એમ કહેવાનો આ લીટીમાં મતલબ છે.

૪ રસવાળું તે સરસ; રસેસહવર્તમાન.

૫ 'નિચુલો'. નિચુલ; જમીન ઉપર ઉગાનાર એક જાતનું નેતર.

૬ 'દિઙ્નાગ'=દિક્+નાગ. દિક્=દિશા; નાગ=હાથી; દિશાના

रत्नच्छाया[1] समुह सम आ राफ[2]मांथीज जाणे,
जोवा जेवो, धनुष[3] कक्कडो, इंद्रनो आम ताणे,

---

હાથી. ચાર દિશા ને ચાર ખુણાના અધિષ્ઠાતા દેવ અને તેમના હાથી તથા હાથણિયો કહેવાયછે તે હાથી. ઇંદ્રનો ધોળો હસ્તી ઐરાવત અને ઇંદ્ર એ પૂર્વદિશાના અધિપતિછે તથા તેઓ સર્વ દિક્‌પાળમાં મ્હોટાછે.

૭ 'સ્થૂલ તે હસ્ત દર્પ.' સ્થૂલ=જાડું. જાડા તે હસ્તનો દર્પ=તે જાડા હસ્તનો દર્પ; હાથીની સુંડને હસ્ત કહેછે; હાથીનો હાથ; હાથીને સુંડ વગર બીજો હાથ નથી એટલે તેનું નાકજ હાથ કહેવાયું. તે ઉપરથીજ એનું નામ, હસ્તી—હાથી, કરી; હાથ વાળો. તે હસ્તીનો દર્પ=ગર્વ; મત્સર, છર; તોર; હસ્તદર્પ કહેતાં સુંડનો તોર; મત્સરથી સુંડ ઊછાળવી તે. ભાવાર્થ એકે આરમ્ભમાં કહ્યા પ્રમાણે તારૂ હાથી જેવુ રૂપ દેખીને—તને હાથી જાણીને, તારૂ ઊંચાપણું—મનનું અને સ્થાનનું બે—તેની, અર્થાત્, તારી બરાબરી અથવા તારો તિરસ્કાર કરતા હોય તેમ મદથી તારા સામી સુંડો ઉછાળતા દિગ્ગજોના દર્પને તારા પરાક્રમ બળથી હરતો— દબાવી દેતો- ઉત્તરે— અલકા તરફ- તલ્પ-તડપભર-ધશ, મતલબ કે, તારામાં તો એટલું બધું બળ છે કે તું ધારીશ તો તેમનો નાદ ઉતારી નાંખીશ; તેમના ઊપર ભારે વરસાદનો માર મારીશ તો પણ તેઓ તો થંડાગાર જેવા થઈ જશે—તારાથી ડરીને નાશી જશે—અભિમાન કયાંનું કયાં જતું રહેશે.

૨૧—૧ 'રત્નચ્છાયા સમુહ'=રત્નચ્છાયાનો સમુહ; રત્નચ્છાયા; જે પ્રમાણે પદચ્છેદ, શિરચ્છેદ, આચ્છાદન, વગેરે; હ્રસ્વ સ્વર અને 'આ'ની પછી શબ્દને આરંભે છ આવેતો તેનો ચ્છ થાયછે. રત્નચ્છાયા= રત્નની છાયા; પાસે રત્નની ખાણો હોય તેમાંથી રત્નની છાયા=કોમળ કિરણ; તેજ ઉપરથી સૂરજના તીવ્રકિરણ જે ઠેકાણે ન પડતા હોય ત્યાં છાયા એટલે છાંયડો કહેવાયછે. છાયા શબ્દનો અંગ્રેજી shade શબ્દમાં સંપૂર્ણ રીતે

ते काळा आ,तुज वपु विषे, कान्ति एवीज देशे,
फेलायेलां मयुर पिच्छथी, कृष्णजी गोप वेशे. २१

जाणी तुमां, कृषि[1]फळ रह्युं, भ्रूविकारे[2] अजाणी,
प्रीतिस्नेहे[3], जनपद[4] वधू, लोचने जोय न्याळी;
सारुं गन्धी कृषिथि थयला, माले[5] क्षेत्रे च्हडीने,
किञ्चित्[6] पाछो लघु[7]गतिथि जा, उत्तरे तुं फरीने. २२

---

સમાસથાયછે. રત્નચ્છાયાસમુહસમએટલે રત્ન—તમામ જાતનાં રત્નના કુમળા કિરણના સમુદાય— જયા જેવો.

૨ 'રાફ' =રાફડો. આ પાસેના કીડીયો વગેરે પ્રાણીના કરેલા રાફડામાંથી. સામા રાફડો છે ત્યાં આગળથીજ ધનુષ ખેંચેલું-છે તેથી એવી કલ્પના.

૩ 'ધનુંષ' આપ; (સં. ધનુસ્)=તીરની કમાન.

૨૨—૧ 'કૃષિ'=ખેતી.

૨ 'ભ્રૂવિકારે'. ભ્રૂ=ભમર; ભમરના વિકારથી એટલે ભમર સ્થિર હોયતેની સ્થિતિ—તેનો આકાર જુદી જુદી રીતે બદલ-વામાં અર્થાત્ આંખો રમાડવામાં અજાણી.

૩ 'સ્નેહે'; સ્નેહ (ધાતુ. સ્નિહ્=ચિકાશથી ચોટવું; વહાલ આણવો)= ચિકાશ, તેલ, (તે ઉપરથી) પ્રીતિ.

૪ 'જનપદ વધૂ' જનપદ=દેશ, ગામ, શહેર નહિતે. જન એટલે સાધારણ લોક. પદ=પગલું એટલે તેમને રહેવાનું સ્થાન; તેઓ જ્યાં વસે તે; ગામના લોકનાં જ્યાં પગલાં પડેલાં હોય તે પ્રદેશ; વધૂ=વહૂ, જવાન સ્રીયો; ગામડાના લોકની જવાન વહુઓ. જનપદ વધૂ=ગામડાંની જવાન સ્રીયો.

૫ 'માલક્ષેત્ર'=તે ઠેકાણાના એક પ્રદેશનું નામ,

૬ 'કિઞ્ચિત'=કિમ્+ચિત્; કિમ્=કાંઈ; ચિત, એ જરાક બતા-

धारापति, अनल वनना, पामिया जेथि शान्ति,
रस्तो काप्ये, श्रमित थयली, खिन्न देखाय कान्ति,
तेवा तुंने,शिरसुं धरशे, सानुमानाम्रकूट[1],
जाणी तुंथी, निज वन शम्यां, ने हवे वारि खूट. २३

कीधेलां जे प्रथम सुकृतो, जाणिने क्षुद्र तोय,
आव्ये व्हालुं, कृपण पण ना, आश्रये[1] आडुं जोय;
तोशुंके'वुं, उंच जन तणुं, मित्र प्राप्ति प्रसंगे,
निश्चेतेतो, विमुख[2] न थशे, लैज लेआप अंगे, २४

---

વનાર પ્રત્યય; કિઞ્ચિત્ = કાંઇક.

૭ 'લઘુ ગતિથી' લઘુ = નહાનું; અને નહાનું હોય તે ચપળ હોય માટે ચપલ, ઉતાવળી ગતિથી.

૮ 'ઉત્તરે' એને જવાનું તો ઉત્તરમાંજ હતું પણ યક્ષ જ્યાં બેશીને તેને માર્ગ દેખાડેછે ત્યાંથી જતે પાસેજ વચમાં મ્હોટા વિકટપહાડ આવે એટલા માટે પ્રથમ કાંઇક પૂર્વ દિશામાં જઇને પછી તેને ઉત્તરમાં જવાનું કહેછે.

૨૩—૧ 'સાનુમાનામ્રકૂટ' = સાનુમાન્+આમ્રકૂટ = સાનુમાન્ = શિખરવાળો; સાનુ = શિખર; માન્ = (મત્ પ્રત્યયનું, ન. જા. પ્રથમાના એક વચનનુંરૂપ) વાળું, યુકત. આમ્રકૂટ; અમરકોટ; આમ્રનો, આમ્રથી ભરેલો, કૂટ; આમ્ર = આંબો; આંબાથી ભરેલો કૂટ = શિખર.

૨૪—૧ 'આશ્રયે' = આશ્રય આપવામાં, આશ્રય આપતાં.

૨ 'વિમુખ;' વિ, ઊલટાપણાનો અર્થ બતાવનાર ઉપસર્ગ; વિમુખ એટલે આડુંમોહ, અવગણના ભરેલું મુખ. (તે ઉપરથી) વિમુખ એટલે આડા મોહ વાળો, આડું મુખ કરીને બેસનાર,—ન ગણકારનારો, (બહુવ્રીહિ.)

पाकेलां ड्यां, फळ झुलि रह्यां, आंबले एम छायो,
ढांक्या तेवा, शिखरि[1] शिखरे, वेणिवर्णाङ्ग[2] आव्यो;
ते काळे ते[3], अमर मिथुने, निरखवा योग्य थाशे,
मध्येश्याम स्तन भुमि तणो, शेष[5] शोभे पिळाशे. २५

थोभी थोडुं, वनचर वधू, भोगव्या कुंजमां त्यां,
तोयस्रावे[1], त्वरित[2] गतिथी, तुर्त तुं मार्गमां जा;
रेवा जोजे, विषम[3] पथरे, विन्ध्य[4] वेरायलीते,
हस्ती अंगे, चितरि रचना, जेवि शोभे वनी ते. २६

---

૨૫—૧ ' શિખરિ;' શિખર શબ્દને ' ઇન્ ' એટલે વાળું, યુકત, એવા અર્થનો પ્રત્યય લાગ્યાથી શિખરિન્ એવો શબ્દ થાયછે અને સમાસમાં અન્તનો વ્યંજન જતો રહેછે; શિખરવાળો તે શિખરી પ્ર. એ. વ. એટલે પર્વત; શિખરિ શિખરે એટલે પર્વતને શિખરે.

૨ 'વેણિ વર્ણાઙ્ગ' વેણિ એટલે સ્ત્રીનો વાળેલો ચોટલો; તેના જેવો વર્ણ = રંગછે જેના અંગનો; ( બહુવ્રીહિ. ) જેના શરીરનો રંગ વેણીના જેવોછે તે એટલે તું; મેઘ.

૩ ' તે'; તે પર્વત; અમરકોટ.

૪ ' મિથુન ' સ્ત્રી પુરુષનુ જોડું.

૫ ' શેષ ' બાકીનો.

૨૬—૧ ' તોયસ્રાવે;' તોય, પાણી; સ્રાવ = નિકળવુ; પાણીના નિકળવાથી, પાણી બાહાર નિકળી જવાથી, સરીજવાથી, પડવાથી, વરસવાથી.

૨ ' ત્વરિત ' ( ત્વર્+ઇત ) ત્વરાવાળું; ઊતાવળી. વરસાદ વરસવાથી હલકો થયેલો તેથી ઉતાવળી ગતિથી. હલકું હોય ત્યમ જલદી ચાલે માટે.

૩ 'વિષમ પથરે; ' સમનહિ તે વિષમ; એક સરખું નહિ. ઊંચા નીચી, ખડબચડા પથરામા.

वर्ष्यैं न्हाना! वनगजमदे, वासवाळुं थयूंजो;
जम्बूकुंजे, अटकतुं जल प्राशि[1] आगे जवूंजी;
सारे[2] भारे, घन! पछि तने, लै जवाशे. न वाथी[3],
खाली सर्वे, हलकुं पडतूं, बोजतो पूर्णताथी[4]. २७

अर्धी तन्तू[1], उगि हरुहरू[2], भूखरू कै थएलुं;

---

४ 'વિન્ધ્ય' વિન્ધ્યાચલ આગળ, વિન્ધ્યાચલના ભાગોમાં વિખરાયલા જેવી આમતેમ આડીઅવળી વહેતી રેવા, નર્મદા. એવા અદ્ભુત અને રમ્ય દેખાવનાં સ્થાન પૃથ્વી ઉપર ભાગ્યેજ હશે.

૨૭—૧ 'પ્રાશિ' (ધાતુ. અશ્=ખાવું; પ્ર, એ ઘણું કરીને નો અર્થ બતાવનાર ઉપસર્ગ.) પ્રાશિ=ઘણુક પેટમાં નાખીને, ઘણુક પાણીપીને.

૨ 'સારે' વાદળાનો સાર તે પાણી; તત્વ;

૩ 'વાથી' પવનથી.

૪ કોઇ પણ પદાર્થ સંપૂર્ણ—તેના ગુણથી, હોય તો તેમા બોજ—વજન હોય છે. એમાં બે અર્થ રહેલા છે. એક તો પદાર્થને લગાડીને એમકે તે ભારે— સારમય હોય—તો તેનામાં બોજ—વજન હોય છે; તેને કોઇ હલકી વસ્તુ આમ તેમ હલાવી શકતી નથી અને તેનામાં હાલવા ચાલવાની શકતી હોય તો તે ચાલે છે તે પણ ધીરે ધીરે; બીજો માનસિક અર્થ એવો કે ખાલી હોય-જે માણસ ગુણ બુદ્ધિ હીન હોય તેને કોઇપણ હલકી વસ્તુ જેમ લઈ જવું ધારે તેમ લઇ જાય છે. પણ જો સપૂર્ણ હોય તો તેથી બોજ એટલે મ્હોટાઈ—ગૌરવ રહે છે. એ ઘણી ઉંચી જાતનો તર્ક છે. આવા નિર્ણયાર્થ વિચાર કાલિદાસની કવિતામાં વારંવાર જોવામાં આવે છે; તેમાં આ સર્વથી શ્રેષ્ઠ છે. એક સાધારણ વચન કહીને તેમાંથી પ્રસંગોપાત કાંઈ ધર્મ નીતિ યુક્ત તાત્પર્યાર્થ કહાડવો એ કાલિદાસની કવિતાનો એક મ્હોટામાં મ્હોટો ગુણછે.

૨૮—૧ 'તન્તુ' તાંતણા, ફુલના કેસર; ફુલમાં ઉગેલા રેસા.

૨ 'હરૂ' કાચા લીલા રંગનું; હરીયાળીના રંગનુ.

एवुं सारुं, कदम[3] कुसुम प्रेखि देखी खिलेलूं,
आवी प्हेली, कुमळि कुंपळो वाळि राने वधारे,
खाई तेवी, वनकदळि जे, छे किनारे किनारे; २८

राने राने, अधिक उठतो, वर्सवे भूमिमांथी,
सूंघी सूंघी, अतिशय रूडो, पृथ्विनो वास त्यांथी,
सारङ्गोते[1], जलकण तणा भूकनारा! तमारा
रस्तानू त्यां, सुचन[2] करशे, पेखि एवा सुधारा. २९

अम्बू बिन्दु ग्रहण चतुरे[1], प्रेखता चातकोने,
देखाडे जे, गणिकरवडे, हार आव्यां बगोने;
[2]सिद्धो टोळी, गरजन समे, पाडथी मान देतो,
उत्कण्ठाथी[3], प्रिय सहचरी[4], सम्भ्रमे[5] भेटि भेटी. ३०

---

૩ 'કદમ કુસુમ' કદમ્બનુ ફુલ; એ ફુલ ઘણુ સુશોભિત, સુનેરી રંગની પાંખડીયો વાળુ હોય છે. એ હુંનાળામાં થાય છે.

૨૯—૧ 'સારઙ્ગ' વરસાદને ચાહનારાં ચાતક વગેરે પક્ષી.

૨ 'સુચન કરશે' તે આગળ ઉડીને તું આ રસ્તે આવે છે એમ સુચન કરશે.

૩૦—૧ 'અમ્બુબિન્દુ ગ્રહણે ચતુર' અમ્બુ, પાણીનાં બિન્દુનુ ગ્રહણ કરવામાં એટલે વરસાદનાં ટીપાં પીજવામાં ચતુર એવાં ચાતકોને પ્રેખતા—જોતા.

૨ એવા સિદ્ધો, યક્ષ, ગન્ધર્વ શિવભક્તનાં ટોળાં—જે વળી હારે ઉડતાં બગલાંને હાથવતે ગણીને પોતાની પ્રિયાને દેખાડે.

૩ 'ઉત્કંઠાથી'. (ઉત્. ઉંચુ એવો અર્થ બતાવે છે. કંઠ, ગળું). જેમાં ઉંચુ ગળું થાય એવો મનનો ભાવ તે ઉત્કંઠા. તે પ્રેમ,

जावा इच्छे, जलदिथि सखे[1], मारु जाणी जनारा!
तोये व्हाडो, कुटज[2] कुसुमे, आविने वासवाळा,
रस्तामां ते, मनडुं हरशे, गन्ध सूगन्धि छे ते,
जाणूंहूंके, वखत गळशे, पर्वते पर्वते ते; ३१
शुक्लापाङ्गे[1], सजल[2] नयने, स्वागती वाणिथी ते,
हर्षे बोले, मयुर सघळा, जोइ तूंने ठरीने,
तेना सामो, घन! जइ करी, लोभिना धीर धर्जे;
जावूं जल्दी, ज्यम त्यम करी, थाय तूं तेम कर्जे.३२

---

આતુરતા, કે વિરહની અન્તરની વેદનાથી કે એ સર્વે મળ્યાથી થાય—આ ઠેકાણે ને આ ગ્રંથમાં બધેજ જ્યાં જ્યાં એ શબ્દ આવ્યો છે ત્યા એ સર્વેનો સમગ્ર ભાવ છે.

૪ 'સહચરી';સાથે ચાલનારી. સાથે રહેનારી. સર્વ વાતમાં સાથે વર્તનારી એટલે પોતાની પ્રિયા.

૫ 'સમ્ભ્રમ' ગભરાટ. પ્રીતિ, ઉત્સુકપણાનો અને આતુરતાનો ગભરાટ, ધ્રુજારા સાથે—તે વિરહનો પણ હોય.

૩૧—૧ 'સખે' સખાનુ સંબોધન. હે પ્રિય!

૨ 'કુટજ' (શ્લોક. ૬ ની ટીકા. ૧ જોવી)

૩૨—૧ 'શુકલાપાઙ્ગે', શુકલાપાઙ્ગ પણ; શુકલાપાઙ્ગ; શુકલ, ધોળું; અપાઙ્ગ, (ના. નાન્ય. જા.) (સં. અપાઙ્ગમ્) અપ, બાજુનો અર્થ બતાવનાર પ્રત્યય, અને અંગ, શરીર, અવયવ; તે આંખનેજ લાગે છે; તે ઉપરથી અપાઙ્ગ એટલે, આંખનું અણીકું, આંખના છેડા, અણીયો. જેના અપાઙ્ગ ધોળા છે તે; (બહુવ્રીહિ) મોર.

૨ 'સજલનયને' જલવાળાં નયનથી; તારા ઉપર પ્રેમ તેથી, અને તું આવ્યો તેના હર્ષથી સજલનયન.

पीळी कान्ती, उपवन[1] बधे, फाति त्यां फळतांनी,
अग्रे[2] खीलये, कुसुम कुंपळो, केतकी केवडानी;
माळा बांधे, गृहबलि[3] तणा, पाक्षियो भक्षनार,
गामोगामे, खग गृह भर्यां, लोकमां वन्द्य[4] झाड, ३३
पाक्यां जांबू, खिलि खिलि थशे, श्यामने रम्य रान,
तुं आवेथी, जलद! निकटे, शोभशे सर्व स्थान;
थोडा दाडा, घन! तुं व्हडवे, हंस त्यां थोभि रेशे,[1]
एवी शोभा, पसरि सघळे, थै दशार्ण[2] प्रदेशे. ३४

---

૩૩—૧ 'ઉપવન' ખેતીવાડી વાળી, ફુલ ફળવાળાં સુન્દર વૃક્ષથી ભરેલી જમીન અથવા બાગાયતી.

૨ 'અગ્રે' આગળથી, અણીયોથી, ખીલવાથી.

૩ 'ગૃહબલિ' કાકબલિ વગેરે અપાય છે તે. તેમને વાસ્તે અન્ન જુદું મુકવામાં આવેછે તે વિધિને બલિ કહેછે. અથવા એનો બીજો અર્થ એવો છે કે ગૃહ એટલે સ્ત્રી, પંખીમાં માદા, તેણે આપેલી બલિ એટલે અન્ન; તે અન્ન ખાનારા પક્ષીયો. એમ કહેવાય છે કે ચોમાસામાં જ્યારે એમની માદાઓ ગર્ભ ધારણ કરે છે ત્યારે માદાનું આપેલું તેઓ ખાયછે. એ પક્ષીયોમાં, ચકલાં, ચાતક, બગલાં, કાગડા વગેરે ગણવામાં આવ્યાં છે.

૪ 'વન્દ્ય' પૂજ્ય, નમવા યોગ્ય, (ધાતુ. વન્દ=નમવું) ગામડિયા લોકો—સાધારણ લોકમાં નમવા યોગ્ય મનાયલાં.

૩૪—૧ 'થોભિ રેશે'; થોડા દહાડાજ થોભી રહેશે. પછી એમ કહેવાય છે કે વર્ષાઋતુમાં હંસ હિમાચલ તરફ જાય છે. (શ્લોક. ૧૬ ટીકા*)

૨ 'દશાર્ણ પ્રદેશે'; દશાર્ણ નામનો દેશ. દશ+ઋણ એટલે કિલ્લા=

त्यां सर्वेये, सुणिज विदिशा[1], लक्षणा[2] राजधानी,
जैने सद्ये, फल अति घणूं, कामिनू लैश माणी;
तीरे गर्ज्यैं रमणिक बन्यूं[3], मींठडी मोजथी जे,
तूं भ्रूभङ्गी[4], मुख व्यम चुसे, वेत्रवत्यम्बु[5] पीजे. ३५

विश्रान्ती ले, नगनदिजले[1], सिञ्चतो तीर खील्या,
उद्यानोमां, नवजलकणे, जूइना फाल फेल्या;

---

દશાર્ણ, જેમાં દશ કિલ્લા છે એવો દેશ. એ કીયો પ્રદેશ તે હવે ખાતરીથી જણાતુ નથી પણ છતીસગઢ નામનો માળવાનો ભાગછે તેને મળતો આવી સકે.

૩૫—૧ 'વિદિશા'; એ દશાર્ણની રાજધાની. શુદ્રક નામના રાજાની એ નગરી હતી. તે માળવામાં છે અને હાલ જેને ભિલસા કહેછે તેજ હશે.

૨, 'લક્ષણા' વિદિશા જેનુ લક્ષણ—નામછે એવી.

૩ નદી ઉપર વરસાદ ચ્હડીને આવે અને તેની છાયા નદીના તટ ઉપર તથા નદીમાં પડે છે તે વખત ઘણુ રમણીય દેખાય છે.

૪ 'ભ્રૂભઙ્ગી' ભ્રૂ=ભમર, ભઙ્ગી=ભઙ્ગવાળું, ભઙ્ગ થયેલું, ભમરનો ભંગ થયેલો એવું; ભમર આમ તેમ લટકામાં ઉંચી નીચી થતી એવું—નદીમાં નહાના નહાના મોજ આવે તેને ભમરના ભંગ સાથે સરખાવ્યા છે.

૫ 'વેત્રવત્યંબુ' વેત્રવતિ+અમ્બુ; વેત્રવતિનું પાણી. વેત્રવતિ તે હાલ જેને બેટવા કહેછે તે. વેત્ર=નેતર; વતી (વત્ એટલે વાળુ એવા અર્થના પ્રત્યયને ના. જા. નો પ્રત્યય, ઈ, લાગ્યો એટલે વતી) =વાળી; નેતરવાળી; એના કિનારા ઉપર નેતર ઘણુ ઉગે માટે વેત્રવતી.

૩૬—૧ 'નગનદી'; આ ઠેકાણે પાઠ ફેર બહુ છે. કોઈમાં વનનદી, કોઈમાં નવનદી અને કોઈમાં નગનદી છે, નગ એટલે પર્વત, પર્વતમાંથી ની

गालेवारी, पिड थकि लुवे, ग्लानि कर्णाम्बुजोने[२],
छाया दाने, क्षण मळि फुलो, चूंटनीनां मुखोने.   ३६

वांको रस्तो, यदपिपण हे उत्तरे वर्तनारा!
हर्म्योत्संगे[१], विमुखे[२] न थतो, उज्जणी[३] पोंचि प्यारा,
विद्युल्लेखा[४] चमक चकिता, त्यां तुं पौराङ्गनाना[५],
लोलापाङ्गे[६], रमिश नहितो, रे ठगायो दिवाना.   ३७

---

કળેલી નદી એજ પાઠ સારોછે, માળવો નહાની નહાની નદીયોથી ભરેલો છે તેમાંની એક પરબતી (પર્વતી, પાર્વતી-પર્વતમાંથી નીકળેલી) નામની નદી પણ તેમ ત્યાં આગળ છે.

૨ તાપથી કાનનાં કમળ કરમાઈ ગયેલાં માટે કાનનાં કમળને ગ્લાનિ—શરમ—ફીકાં પડી ગયેલાં.

૩૭—૧ 'હર્મ્યોત્સંગે' હર્મ્ય—મહેલનો ઉત્સંગ (અપ. ઓછંગ) ખોળો એટલે અગાશી; તે હર્મ્યોત્સંગ આગળ—પાસે જઈને. તે અગાશી તે ઉજ્જયિનીનો ખોળોજ હોય નહિ? માટે, હર્મ્યોત્સંગ.

૨ 'વિમુખ' (શ્લોક. ૨૪. ટીકા. ૨. જોવી.)

૩ 'ઉજ્જણી' (અપ) (સં. ઉજ્જયિની) ઉજ્જણ. વિક્રમની રાજધાની.

૪ 'વિદ્યુલ્લેખા ચમક ચકિતા'; વિદ્યુત્+લેખા=વિદ્યુલ્લેખાની ચમકથી ચકિતા=વિદ્યુલ્લેખા ચમક ચકિતા; વિદ્યુત્‌ની લેખા તે વિદ્યુલ્લેખા; વિદ્યુત્=વિજળી; વિજળીની લેખા એટલે રેખા—લીટી—હાર—તેની ચમક=ચમકારો તેનાથી ચકિતા એટલે ચકિત થયેલી.

૫ 'પૌરાઙ્ગના', પુરનુ તે પૌર; પુરની અઙ્ગના તે પૌરાઙ્ગના.

૬ 'લોલાપાઙ્ગે' લોલ=ચપલ, આમ તેમ ફરતા; અપાઙ્ગ, (શ્લોક. ૩૨. ટીકા. ૧ જોવી). આંખનાછેડા, આંખની આણીયો-

ल्हेरौ[1] चाल्ये, नदि तट उभी, बोलती हंसहार,
थै छे जेनी, कटि तणि रुडी, मेखलो[2] दोरि धार,
चाले ल्हेंकी, लचिलचि जती[3], वारिनी चक्रि नाभी[4],
दर्सावीने, गमन करती, नारिशूं काम-राशी, ३८
निर्विन्ध्याने[1], मळि करि पछी, था रसेव्याप्त मित्र,
स्त्रीनूं प्रेमे प्रथम वदवूं, छे विलासी चरित्र.

---

થી, અર્થાત્, આંખના ચાળાથી; ત્યાંની અંગનાઓની ચપળ ફરતી આંખો જોઇને ખુશી નહિ થાય તો; નખરાંવાળી આંખો નહિ જુવેતો; એ જોવાનો લાવો નહિ લેતો તેં દુનીયાંમાં આ-વીને કાંઈ જોયું નહી; તું ગમાર જેવો.

૩૮—૧ પાણીની.

૨ 'મેખલા દોરી' કટિમેખલા. કંદોરો. તટ ઉપર ઉભેલી હંસની બોલતી હાર તેજ જેની ઘુઘરાવાળી મેખલાની દોરી થઈ છે. ચાલે એટલે ઘુઘરી વાગે તેમ આ નદી પણ વહેતી જાય અને હંસના શબ્દ થતા જાય. મેખલા, (શ્લોક ૧૯. ટીકા ૨ જોવી.)

૩ કામિનીના ચાલવા સાથે નદીના ચાલવાના સમાન ભાવનો તર્ક ઘણો સુન્દર છે. એ ચાલવું તે નદીના ખળકારા સહિત ધીમે ધીમે વેહેવા સાથે સરખાવ્યું છે; જેમ ઉમળકાથી પ્રેમ બતાવી સ્ત્રી ચાલતી હોય તેમ; એમાં અભિસારિકાનુ લક્ષણ છે. કાલિદાસે ઘણે ઠેકાણે તેમાં વિશેષ કરીને આ કાવ્યમાં વારંવાર નદીને સ્ત્રી સાથે સરખાવી છે. તેમાં તેનુ વેહેવુ તે ચાલવુ, નદીનુ પાણી તે વસ્ત્ર, તેની નહાની નહાની મોજડીયો તે ભમરના ચાળા ઇ-ત્યાદી ઉંચા દરજાનો તર્ક જણાય છે.

૪ 'વારિની ચક્રિ'—પાણીની ભમરીયો, ભમરા તેજ નાભિ; તે થતા જાયને વહેતી જાય માટે 'દર્સાવીને ગમન કરતી.'

૩૯—૧ 'નિર્વિન્ધ્યા'; નિઃ+વિન્ધ્યા=નિર્વિન્ધ્યા; નિઃબાહરનો અર્થ બ-તાવનાર ઉપસર્ગ અને વિન્ધ્યા; વિન્ધ્યમાંથી નીકળતી માટે નિ-ર્વિન્ધ્યા. એ નામની એક નદી.

वेणी[2] सर्खी, कुमळि नदिने, आछुं अम्बू वहेछे,
पीळी कान्ती, तट तरु थकी, जीर्णपर्णो[3] खरये छे. ३९
तारु सारु, सुभग[1]! विरहावस्थ ते दाखवे छे,
जे रीते दुर्बलपणुं तजे, तेवुं तारे घटे छे[2].

जै ज्यां बेठा, उदयन कथा कोविद ग्राम वृद्ध,
फेल्या प्रान्तो, रसमय घणा, उज्जणीना समृद्ध; ४०

---

૨ 'વેણી સરખી;' હવે એ નદીમાં પ્રોષિત ભર્તૃકા એટલે પતિવ્રતા વિરહિણી ભાર્યાની કલ્પના કરેછે. વેણી સરખી એટલે સ્ત્રીના ચોટલા જેવી કુમળિ, અંબોડો વાળ્યા વગરનો પણ વાળવાને તૈયાર કરેલા વેહેતા ચોટલાનો ભાવ એમાં છે. એમાં એના રંગ ઉપર ઘણું ધ્યાન નથી આપવાનુ પણ એના વહેવા ઉપર. હુંનાળામાં નદી સુકાઈ ગએલી તેથી આછુ અમ્બુ; તારા વિરહથી દુબળી થઈ ગએલી અને તેથીજ 'વેણી સર્ખી કુમળિ' એનો ભાવાર્થ એવો કે નદી તેતો પાણીના પ્રવાહમાં અન્તરમાં રહેલી દેવતા—જ્યાં જ્યાં નદીને સ્ત્રીનુ રૂપ કવિયે આપ્યું છે ત્યાં નદી તો પાણીમાંની અન્તરની દેવતાજ કલ્પીછે—અને તે નદીનુ પાણી તે વેણિ જેવું. 'આછુ અમ્બુ' કહ્યું એટલે દુબળી પડી ગયેલી.

૩ 'જીર્ણ,' જુનાં પાનડાં તટ ઉપર પથરાવાથી—હુંનાળાને લીધે સુકાં પાંનડાં પડેલાં તેથી પીળી કાન્તિ—ફીકી અને પીળિ પડી ગયેલી આકૃતિ.

૪૦—૧ 'સુભગ' (શ્લોક. ૨૭. ટીકા. ૧ જોવી.) આ ઠેકાણે સારા ભાગ્યવાળો, એ અર્થ ઘણુ કરીને લેવો; આવી ધર્મચારિણી સાધ્વી સ્ત્રી મળિ માટે સારા ભાગ્યવાળો; એની વિરહાવસ્થા—વિરહ વેદનાનાં ચિન્હ એજ તારૂ સૌભાગ્ય; એટલા વાસ્તે કહેછે કે વિરહાવસ્થ તે સુન્દરી તારૂ સારૂ—સૌભાગ્ય જણાવેછે.

૨ માટે વરસીને તારે તારો પ્રેમ પ્રત્યક્ષ કરવો ઘટે છે.

पामी तेवा, घन! अनुभवी, देश ए रूपवाळा,
पूर्वे वर्णी, अनुसर[1] पुरी श्रीविशाला विशाले[2].
स्वल्पस्थायी सुचरित फळे, भूवश्यास्वर्गि देख,
बाकी पुण्ये, स्वरगथि हर्यो, कान्तिमत्खण्ड एक[3]. ४१

---

૪૧—૧ 'અનુસરપુરી,' પુરીને અનુસર. પુરી એટલે નગરી દેખીને ત નગરી જ્યાં હોય ત્યાં પાછળ પાછળ જા; અર્થાત્ નગરીમાં જા. અનુ. પાછળ પાછળને અર્થ બતાવનાર ઉપસર્ગ. ધાતુ. સર = ખસવું. જવું. અનુસર, પાછળ પાછળ જા. જ્યાં હોય ત્યા જા. એ નગરીએ જા.

૨ 'શ્રી વિશાલા વિશાલા'; શ્રી—શોભા—સંપત્તિથી વિશાલ. એવી માટે શ્રી વિશાલા; વિશાલ—ભારે—મ્હોટી સપત્તિ વાળી વિશાલા નામની નગરી; વિશાલા એટલે વિસ્તારવાળી. એ ઉજ્જયિનીનુ બીજું નામ.

ऊज्जयिनी स्याद्विशालाऽवन्ती पुष्करण्डिनी॥

ઊજ્જયિની, વિશાલા, અવન્તી, પુષ્કરણ્ડિની, એટલાં ઉજજણનાં નામ છે. 'શ્રીવિશાલા વિશાલા'ને ગુજરાતી ધાટી પ્રમાણે, શ્રી વિશાલા નામની વિશાલ નગરિ એવો પણ અર્થ થઇ સકે. પૂર્વે વર્ણી કહેવાનો અર્થ એકે 'વાંકો રસ્તો' ઇત્યાદિ, કહિને આગળ કહેલી (શ્લોક. ૩૭).

૩ આ બે લીટીઓનો અર્થ સમજવો જરા કઠણ છે.

સુચરિત—સારાં ચરિત્ર—સારાં કૃત્યનાં ફળે એટલે ફળથી, સારાં કૃત્યના ફળથી; તે પાછાં કેવાં? સ્વલ્પથાયી; એટલે સારાં કૃત્યનાં સ્વલ્પ થાયી ફળથી—સારાં કૃત્યનાં થોડું ટકનારાં—થોડી વાર રહેનારાં—થોડો વખત ટકનારાં ફળથી એટલે, થોડો વખત ટકી રહેનારાં સારાં કૃત્યનાં ફળથી—ફળને લીધે; એવો અર્થ થયો; 'ભુવશ્યાસ્વર્ગી દેખ' પૃથ્વીએ વસેલા, પૃથ્વી ઉપર આવીને વસેલા

ન્હાણે ન્હાણે, પટુ મદકલે[1], બોલવાં સારસોનાં,
લમ્બાવેને, મધુર બનતો, ખીલવે વારિજોનાં[2],

સ્વર્ગી—સ્વર્ગના લોક દેખ—જો. થોડા વખત ટકી રહેનારા સારાં કૃત્યના ફળને લીધે પૃથ્વી ઉપર આવીને વશેલા સ્વર્ગના લોક જો. એટલે ઉજ્જયિની અને તેને ફરતા પ્રદેશના લોક કેવા? સ્વર્ગના લોક જેવા. તે પૃથ્વી ઉપર આવીને વશેલા તેનું કારણ એ કે તેમનાં સુચરિતનું ફળ થોડા વખત સુધી ટકી રહે એવું, એટલે તેમનાં પૂર્વ જન્મનાં સુકૃતનુ ફળ તેમને સ્વર્ગમાં મળેલુ પણ તે થોડા વખત ટકી રહ્યું, માટે 'સ્વલ્પસ્થાયી'; એટલે એ ફળનો ઉપભોગ સ્વર્ગમાં પુરેપુરો ન થઈ સક્યો—સ્વર્ગનાં બધાં સુખ ભોગવ્યાં પણ એ સુચરિતનું ફળ પૂરૂ મળી સક્યું નહિ—માટે તે પૂરૂં મળવાને માટે—પૂરેપૂરૂં ભોગવવાને માટે પૃથ્વી ઉપર આવેલા—ઉજ્જયિનીના પ્રદેશમાં આવેલા; એટલે ઉજ્જયિનીને સ્વર્ગ કરતાં પણ અધિક ગણી; અને ફળ ભોગવતે પણ પુણ્ય—સુચરિત બાકી રહ્યાં માટે સ્વર્ગનો સુન્દરમાં સુન્દર ભાગ ભુમી ઉપર આણ્યો, તે ઉજ્જયિની; કહેવાનો અર્થ કે ઉજ્જયિની સ્વર્ગના સારામા સારા ભાગ જેવીછે કાન્તિમત્—કાન્તિવાળો—દીપતો—શોભીતો; (કાન્તિ અને મત્ એ વાળુ એવો અર્થ બતાવનાર પ્રત્યય.)

૪૨— ત્યાં વહાણાં કેવાં વહાયછે? તે વિષે કહેછે.

૧ 'પટુમદકલે'; પટુ, ચપલ, ચતુરાઇની સાથે ચપલ, એવા મદ ભરેલા કલ=મધુર સ્વર. કલે=મધુરસ્વરથી; સારસોનાં મધુર સ્વરથી બોલવાંને લમ્બાવે—એટલે તે સ્વરને લાબો કરે. જેમ કોઇ માણસ એક દોરને દોડતો દોડતો લાંબી લઈ જાય તેમ જે સ્વરને લાંબો, દૂરસુધી સંભળાય તેમ લઈ જાય એવો (વાયુ).

૨ 'વારિજોનાં' વારિ=પાણી; વારિજ (પાણીમાં જન્મ્યું માટે વારિજ) =કમલ, તેનાં ખીલવાં તેથી=ખીલવે વારિજોનાં; તેથી મધુરબનતો એટલે સુવાસ ભરેલો એવો (વાયુ).

नारीनी ज्यां, हरत सुरत-ग्लानि, अङ्गानु कूल[3],
सिप्रावायु, प्रियतम[4] पठे, वीनवे त्यां अमूल्य. ४२

*जोवाथी ज्यां, अगणित दिसे, गोठव्या हाटहार[1],
हारेहारे, विचमाणि गुंथ्या, मोतिना स्वच्छ हार;
मांड्यां सोहे, विधविध सहू, शंखने मोति-सीपे,
पर्वाळाना, सुघड कडका, जो दुकाने शुं दीपे; ४३
ने ज्यां न्हानां तरण वरणा, श्याम चाले मयूखे[1],
एवा मोटा, मरकतमणी[2], दृष्टिने देछ सूख;

---

૩ 'અંગાનુકૂલ'; અંગને અનુકૂલ. શરીરને જોઇએ તેવો, ગમે તેવો; ઘણો થોડો પણ નહિ તેમ ઘણો જોર ભર્યો પણ નહિ એવો (સિપ્રાવાયુ; સિપ્રા નામની ઉજ્જયિની પાસેની નદી ઉપર થઈને આવતો એટલે તેના અસરથી શીતળ વાયુ—એમ ભાવાર્થ.)

૪ પ્રિયતમ જેમ કોઈ પણ જાતની પ્રાર્થના કરતો હોય—હાથ લાંબા કરીને (એવો વાયુના સમક્ષ વહાવાનો ભાવાર્થ) ને તે જેમ નારીને પ્રિય લાગે તેવોછે તેથી 'પ્રિયતમ પઠે'.

એપ્રમાણે ત્યાં સવારનું, દિવસે કેવું હોયછે, સાંજનુ તથા રાતનું અનુક્રમે વર્ણન આવેછે.

૪૩—*ક્ષેપક એટલે મૂળ ગ્રંથના નહિ; પાછળથી કોઇએ નાંખેલા શ્લોક. તે ૪૩થી ૪૭ સુધી.

૧ 'હાટહાર'; હાટ, દુકાનોની હારોમાં.

૪૪—૧ 'મયૂખ'; કિરણ. નહાનાં- કાચાં-બાલ તરણાં (તૃણના) વરણના, રંગના તેથી કાળાશ પડતા, કિરણ—એમાંથી નીકળે.

૨ 'મરકતમણી'; મરકત નામના મણી; તે લીલા રંગના, એટલે મહોટા પાનાં.

एवूं एवूं, नगरि विषये, जोइने एम थाय,

अम्बू[3] खाली, सलिल निधिये[4], बाकि मूक्युं जणाय. ४४

अहीयां कीधूं, गिय दिकरिनूं, राज प्रद्योतनीनूं[1],

अहीयां वत्से[2], हरण अहियां, शोभतूं राजजीनूं,

हेमीताल द्रुमवन[3] अने, दर्पथी खेंचि थंभ,

निश्चे अत्रे नलगिरि[4] भम्यो, हस्ति ते धारि दंभ; ४५

एवाएवा, नगर जन ज्यां, वात आनन्द आपे,

आवेला जे, दुर दिश थकी, बन्धुनों[1] खेद कापे.

---

૩ 'અમ્બુ'; પાણી.

૪ 'સલિલ નિધિએ'; સલિલ= પાણી તેનો નિધિ, સમુદાય=સમુદ્ર; સમુદ્રમાં માત્ર પાણીજ બાકી રહ્યું છે એમ જણાયછે. આ ઉપરથી જ્ઞાન પૂરૂ નથી દેખાતું તો પણ આગળ પરાક્રમ કેવું હતું, તેમ પરાક્રમનો ઊત્સાહ કેવો હતો, અને દેશમાં લક્ષ્મી કેટલી બધી હતી તે સ્પષ્ટ દેખાયછે.

૪૫—૧ 'પ્રદ્યોતનીનુ' પ્રદ્યોત નામનો ઉજ્જયિનીનો રાજા (શ્લોક ૪ ટીકા. ૩ જોવી) તેની કુંવરીનુ.

૨ 'વત્સે'; ઊદયનને વત્સ— વત્સરાજ—તે એકુજ તે વત્સરાજે અહિંઆંજ, ઉજ્જણમાંજ પ્રદ્યોતની દીકરીનુ હરણ કીધું, (શ્લોક ૪૦ ટીકા ૩ જોવી.)

૩ 'હેમીતાલ દ્રૂમવન' હેમી; હેમના વાલ=તાડનાં ઝાડનુ વન.

૪ 'નલગિરિ' નામનો હાથી; દર્પથી, મદથી, ગાંડો થઈને.

૪૬—૧ 'બન્ધુના' આ ઠેકાણે બન્ધુનો અર્થ પ્રવાસી માત્ર, અતિથિ જે આવ્યો હોય તે. આથી તે સમયમાં અતિથિ સત્કાર કેવો હતો અને સંપ એટલે મનુષ્ય માત્ર ઉપર પ્રીતિ તથા બન્ધુ ભાવ કેવો

ज्यां लीलाछे, दिनकर हय स्पर्द्धि[2] ज्यां छे जि वाजी,
हस्तीशैलो[3] समवळि मदे, वर्सता तुं समाजी; ४६
योधाग्रे[1] जे, रहि दशमुखी, संग संयोग अर्थ,
सामे उभा, रमण रणमां, जंग कर्वा समर्थ;

---

હતા તે એકાએક દેખાઈ આવેછે.

દૂર દિશાએથી એટલે દેશાવરથી આવેલા બન્ધુના ખેદ—પ્રયાસનો અથવા બીજી તરેહનો—એવી એવી વાતો, એ શ્રમથી થાકી ગયેલા આગળ કહીને કાપે.

૨ 'સ્પર્દ્ધિ' સ્પર્દ્ધા વાળા તે સ્પર્દ્ધી; મમતી; હોસાતુંસી કરનારા, હોડ કરનારા, બરાબરી કરનારા. સુરજના ઘોડા સાથે મમત કરનારા; સુરજના ઘોડાની બરાબરી કરનારા એટલે ઘણા પાણીદાર ઘોડા—તે લીલા રંગના; તે લીલા તે નીલ ઉપરથી, અસમાની રંગથી જરા ખુલતા રંગના ઘોડાને હાલ પણ લીલા કહેવાયછે.

૩ 'શૈલો' શૈલ (શ્લોક ૧૮ ટીકા ૧ જોવી) પહાડો જેવા હાથી (તેની ઉંચાઈ ઉપરથી કલ્પનાછે.) તારી પેઠે મદ વરસતા. તું જેમ તારો મદ-પાણી તેને વર્સેછે તેમ તે પોતના માથામાંથી મદ વર્સતા એટલે તારા જેવા મદવાળા; એમના પણ માથામાંથી મદ વહેછે તેથી. (આ ઠેકાણે એ મેઘનું—વાદળાનું—હાથીનું રૂપ માન્યુછે તે સ્મૃતિમા રાખવાનુંછે. હસ્તી રૂપે ઇત્યાદી, શ્લોક ૩ જો, જોવો.

૪૭—૧ 'યોધાગ્રે' યોધ, જોદ્ધા, તેને અગ્રે, આગળ. જોદ્ધાઓની આગળ રહેનારા.

કયાછે કે જ્યારે દશમુખ (તે ઉપરથી દશમુખી)—રાવણ—ઉજ્જેણ આગળ આવ્યો ત્યારે ત્યાંના શૂરવીર પણ તેની સાથે લડ્યા હતા. માટે તેની સાથે 'સંયોગ અર્થે'; તેની સાથે સંયોગ—સમાગમ, લડાઇનો,—એટલે યુદ્ધ, કરવાને અર્થે.

घा वागेथी, असुर लडतां, अंगनी आसपासे[2],
शृंगारी ज्यां, शुर सहु हता, अङ्क्या चन्द्रहासे.[3] ४७

शहेरे जै तूं, ललित वनिता-पाग रागाङ्क्यां[1] ज्यां,
म्हेलो मोटा, कुसुम पसरये, वास वाळा सदा ज्यां;
अङ्गे भारे, थइ श घन तूं, जाळिमांथी अनूप,
आव्ये उंचे, नगर घरथी, केश संस्कार धूपे[2]. ४८

---

૨ 'આસપાસે;' અંગની આસપાસ; આખા અંગ ઉપર; આખા શરીર ઉપર, એક અહિંયાં એકપણે, એમ અસુર સાથે લડતાં ઘા વાગેથી શૃંગારી—શૃંગાર વાળા; ઘા એજ એમનો શૃંગાર, એમનુ આભુષણ.

૩ 'ચંદ્રહાસે;' રાવણની તલવારનુ નામ. ચંદ્રહાસ, એટલે ચંદ્રનુ હસવુ; એ નામ એ ઉપરથી પડેલુ જણાયછે કે રાવણની તલવાર એવી ચળકતી કે જેવો અર્ધચંદ્રનો પ્રકાશ; પ્રકાશને અને તેજને હસવા સાથે સરખાવવું એ સ્વાભાવિકછે.

૪૮—૧ 'રાગાડિ.ક્યા;' રાગ, રંગ તેથી અંકેલા; પગના રંગનાં ચિન્હ પડેલા એવા; લલિત એટલે લાવણ્ય ભરેલી, સુંદરીયોના પગના રંગની નીશાનીયો જે મહેલોમાં, તેમના હીંડવાથી પડીછે એવા; પગનો રંગ તે અળતાનો.

अलक्तकाङ्कां पदवींततान,

કુમાર સંભવ. રઘુવંશ.

'અળતાવાળી પગની હાર કોઇ તરૂણીએ વિસ્તારી;' એટલે કોઇ બાઈ, અટારીએ જોવાજતાં તે ચાલી તેથી તેના પગે જે રંગ હતો તેથી તેનાં જમીન ઉપર પગલાં પડ્યાં; તે રાતા રંગના પગલાંની હાર પડી.

શેહેર, એટલે આસપાસના પ્રાંતમાં જે મુખ્ય શેહેર હોયછે તેને શેહેર કહેવાયછે; રાજધાની.

૨ 'કેશ સંસ્કાર ધૂપ;' કેશ એટલે વાળ તેનો સંસ્કાર, સમારવું,

बन्धु प्रीते, भवन शिखिये दीध नृत्योपहार[1],
जोतो लक्ष्मी, उंच घर विषे, मार्गना खेद व्हाड.

વાળમાં તેલ નાંખીને હોળીને સાફ કરવા, તેના ધૂપ; પૂર્વે એવો ચાલ હતો કે ચોટલો વાળીને તેને સુવાસિત પદાર્થના ધૂપ આગળ ધરવો, તેથી ચોટલામાં સુવાસ પેસે; તેવા ઉપચાર જે મહેલો ઉપર થાયછે તેમાંથી નીકળતા ધૂપથી એટલે સુગંધી ધૂમાડાથી તૂં ભારે અંગે થઇશ. તું પણ ધૂમાડા વાળોછે તેમાં વધારો થશે તેથી તને પુષ્ટી મળશે; વધારે ભારે થઇશ. ( આથી તે વખતે વાદળા વિષે કેવું થોડુ જ્ઞાન હતુ તે જણાઈ આવેછે. એમ માનતા કે એમાં કાંઇ ધૂમાડાનો પણ ભાગછે. ધૂમ જ્યોતી ઇત્યાદિ શ્લોક ૬ ટીકા ૨ જોવી. )

૪૯—૧ 'નૃત્યોપહાર.' નૃત્યરૂપી ઉપહાર; નૃત્યનો ઉપહાર એટલે નજરાણો, ભેટ. મિત્ર આવે ત્યારે કાંઇ ખુશી દાખલ ચીજ આપવી જોઇએ; ત્યારે, ભવન એટલે મહોટા મહેલનો શિખી ( શિખાવાળો એટલે શિખી—મોર; મોરને માથે કલગી હોયછે તેથી. )—પ્રાચીન કાળમાં ઘરમાં મોર પાળવાની રીતિ હતી.

बिन्दूत्क्षेपान्पिपासुःपरिपततिशिखीभ्रान्तिमद्वारियन्त्रं ।

मालविकाग्निमित्र.

મધ્યાન્હનુ વર્ણન કરતાં કહેછે કે કુવામાંથી પાણી કહાડવાના યંત્રમાંથી હવાડામાં પાણીનાં ટીપાં પડેછે તે પીવાને આતુર એવો શિખી એટલે મોર ફરતા વારિ યંત્ર ઉપર જઇને પડેછે; એટલે એવો તૃષાતુર થયોછે કે તે ઉપર જઈને તે વારિના બિન્દૂ પિવાને પડેછે—એવા મહોટા મહેલના શિખીયે— મોરે નૃત્ય, નાચવા રૂપી બક્ષીસ આપીછે જેને એવો તું મેઘ; મેઘને—વરસાદને અને મોરને પ્રીતિછે એ જાણીતી વાતછે. વર્ષા ઋતુનુ વર્ણન કરતે કવિ પ્રેમાનંદ કહેછે કે—

'પહોંત્યો ઓખાનો અભિલાપ, એવે આવ્યો અષાઢો માસ.
આવ્યા વર્ષાઋતુના દિન, ગાજે વરસે ને થાય પરજન્ય;

भर्ताकण्ठच्छवि[2] गणि गणो, जोय तूंने टरीने,
जाजे पुण्य त्रिभुवन गुरु धाम चण्डीपतीने[3]; ४९

---

થાય આકાશ વિજળી ઝગી, બોલે કોકિલા વાણી મધુરી;
ત્યાંતો મોર પપૈયા બોલે, મહા તાપસના મન ડોલે.'

માટે મોર વિષે કહેછે કે તે તને બન્ધુ પ્રીતે, બન્ધુ, મિત્ર આવ્યો એમ જાણીને પ્રીતિ ઉપજતે, તે મોર તને દેખીને ખુશી થઇને નાચશે, એજ તારો ઉપહાર; એવો ઉપહાર, બક્ષીસ તને તે મોરે દીધેલી, આપેલી એવો (તું) ઊંચાં ઘરોમાં, શ્રીમાન્ ભવનમાં લક્ષ્મી એટલે શોભા—ધનથી અને કાન્તાઓથી થયેલી શોભાને જોતો માર્ગમાં, રસ્તામાં થયેલા શ્રમને, ખેદને, કહાડ.

૨ 'ભર્તા કણ્ઠચ્છવિ.' ભર્તા, ભરણ પોષણ કરે તે, પ્રભુ;—ગણનો ભર્તા તે શિવ; તેનો કણ્ઠ, ગળું તેનીજ છબી, રૂપ—કાળો આસમાની રંગ માટે—માટે ભર્તા કણ્ઠચ્છવિ ગણીને ગણો એટલે શિવના ગણ; કણ્ઠચ્છવિના સંધિ માટે (શ્લોક ૨૧ ટીકા ૧ જુવો.) શિવે સમુદ્ર મંથન થયું ત્યારે વિષ નિકળ્યું તે પોતે પીધું તેથી ગળું નીલવર્ણું થઇ ગયું એવી વાતછે. તે ઉપરથી તે નીલકણ્ઠ કહેવાયછે.

૩ 'ચણ્ડીપતીને' ચણ્ડી, શક્તિ, પાર્વતી; પાર્વતીના ઉગ્રસ્વરૂપને અથવા સાધારણ રીતે પણ ચણ્ડી કહેછે, તેનો પતિ એટલે શિવ; તે શિવ ત્રિભુવન, ત્રણ ભુવન, ત્રણ લોક—સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ અથવા નરક તેનો ગુરૂ, ત્રણ ભુવનમાં શ્રેષ્ઠ, ધણી, પ્રભુ, તેને ધામ, તેના ધામ આગળ જજે. ઉજ્જણમાં મહાકાલેશ્વરનું મંદીર છે ત્યાં જવાનું કહેછે. એ મહાકાલનું સ્થાન ઘણું પ્રખ્યાત છે અને તે બાર જ્યોતિર્લિંગમાંનું એક મુખ્ય ગણાયછે.

सौराष्ट्रेसोमनाथंच। श्रीशैलेमल्लिकार्जुनं॥
उज्जयिन्यांमहाकालं। ओंकारममरेश्वरं॥
केदारंहिमवत्पृष्ठे। डाकिन्यांभीमशंकरं॥
वाराणस्यांविश्वेशं। त्र्यम्बकंगौतमीतटे॥

हाले वागो, कमळरजथी गन्धि[1], गन्धालि घाटे
तोय क्रीडा करति युवति स्नानथी वासि वाते[2].

---

वैद्यनाथंचिताभूमौ। नागेशंदारुकावने॥
सेतुबंधेतुरामेशं। घुश्मेशंचशिवालये॥
शिवपुराण.

એ પ્રમાણે બાર જ્યોતિર્લિંગ છે. વળી—

आकाशेतारकंलिङ्गं। पातालेहाटकेश्वरं॥
मर्त्यलोकेमहाकालं। दृष्ट्वाकाममवाप्नुयात्॥
स्कंदपुराण.

આકાશમાં તારક એટલે તારનાર એવા નામનુ—પાતાલમાં હાટક—એટલે સોનુ—તે નામનું, હાટકેશ્વર અને મૃત્યુલોકમાં મહાકાલ એ-ટલાં જોઈને—જોયાથી કામ એટલે ઇચ્છા, મનમાં ધાર્યું હોય તે પામે. એ મહાકાલ—શિવનુ ઉગ્રરૂપ, કાલનુ રૂપક એટલે સંહારક દેવછે.

૫૦—૧ 'ગન્ધી'; ગન્ધ (સુવાસ)વાળું; કમલની રજથી સુવાસવાળા ગન્ધવ-તીના ઘાટ ઉપર (ગન્ધવતી મુળ ગ્રંથમાંછે તે ઉપરથી ગન્ધાળિ લ-ખ્યુંછે.) કમલની રજથી સુગન્ધમયઘાટ એટલે ત્યાં પવન આવે તે કમલ રજની ગન્ધવાળો, તેથી એ આખું વાક્ય ચોથા પાદને વિશેષણ રૂપછે. ગન્ધવતીને મલ્લીનાથ નદી કહેછે; અંગ્રેજ ટીકા-કારતો એ શબ્દને ખાઈ જવા જેવું કરેછે; ભાષાન્તરની લીટીમાં તેને ગન્ધવતીનો ઝરો એમ કહેછે અને શબ્દના અર્થમાં 'નદી' એમ લખેછે. ત્યારે સિપ્રાનદીને ગન્ધવતી તે એકજ? ગન્ધવતી કોનુ નામ? તે એક મહાકાલેશ્વરના બાગમાંનુ સરોવર અને તેમા થી નીકળતા વહેળીયાનુ નામ હોય અથવા તો સિપ્રામાં જ્યાં બ્રા-હ્મણો ગન્ધપુષ્પ આદિ નાંખતા હોય તે ઠેકાણાનુ નામ હોય; પણ પ્રથમ કહ્યું તે વધારે ઘટતું જણાયછે. તે ગન્ધવતીનાં કમલ, તેની રજથી સુગન્ધવાળા ગન્ધવતીના નહાવાના ઘાટ પાસે જ્યાં બાગ

बीजे काळे, जलधर! महाकाळ आवे तुं तोय,
रे'वूं तारे, दिनकर गयो, ज्यां सुधी दृष्टि जोये.[2] ५०
सन्ध्या पूजा तणि गभिर त्यां, नोबतो गड्गडाव्ये,
पामे पूरूं, फळ घणि रुडी, गर्जना केरूं भावे.[1]

पादन्यासे,[2] रणकि रसना वाळि लीला थकी त्यां,

---

હાલેછે (સુગન્ધી પવનથી.)

૨ 'વાતે'; વાત, પવન; વાતે—પવનથી (હાલે બાગો—ત્યાં સંબંધ લેવાનોછે.) 'વાસી' વાસવાળો; વાસવાળા વાયુથી (બાગો હાલે;) તે શાથી વાસવાળો? તોય ક્રીડા કરતિયુવતિના સ્નાનથી. પાણી (શ્લોક. ૨૬ ટીકા. ૧ જોવી.) માંક્રીડા તે તોયક્રીડા; જલક્રીડા કરે તેથી સુવાસિત થયેલા અને કમલ રજથી ગન્ધી એવા વાયુથી (બાગ હાલે.)

૨ 'દૃષ્ટિજોય;' દૃષ્ટિજુવે; જ્યાંસુધી દિનકર (સૂર્ય) ગયો દૃષ્ટિ જુવે; સૂર્ય ગયો એમ દૃષ્ટિ જુવે; સૂર્ય આથમે ત્યાં સુધી. સંધ્યાકાલ સુધી તારે ત્યાં—મહાકાલના ધામ ઉપર રહેવું; હે જલધર—જલના ધરનાર, ધારણ કરનાર—મેઘ! તું કદી ત્યાં મહાકાલેશ્વર— ઉજ્જયિની, બીજે સમયે પહોચે તોપણ તારેત્યાં સાંજસુધી ટકવું.

૫૧—૧ 'ભાવે'; ભાવથી; તાગભાવ—ભક્તિના ભાવને લીધે તું તારી નોબતો જેવી ગર્જનાનું ફળ પામીશ; સંધ્યા સમયની પૂજા વખત ગર્જનાઓ કરી ગભીર નોબત વગાડતો હોય તેમ સેવા કરીશ તેથી; પૂરૂં ફળ પામીશ—પાવન થઈશ; એજ ફળ. તને શિવ પ્રસન્ન થઈ પાવન કરશે.

૨ 'પાદન્યાસે;' પગનો ન્યાસ; (નિ, ઉપસર્ગ = નીચે + ધાતુ, અસ્ = નાખવું, ફેંકવુ, નીચે નાંખવું) મુકવુ, પગનું મુકવું, નૃત્ય કરતે—નાચતે, પગનું મુકવું, પગનું ઉપડીને મુકવુ; તેથી રણકી એવી રસના—

रत्नच्छाये, दिपित करना[3] चामरो हस्तथी त्यां,५१
थाकी लोला, हलवति धिरे, पामिने ब्रिन्दु प्हेलां[1],
अंगे दूखे, नखपदपड्यां, ते शमावेज व्हेलां,

---

તેથી રણકતી, વાગતી, રસના, કટિમેખલા—વાળી, તેથી રણક-
તી અથવા રણકી રસનાવાળો ('લોલા'નુ વિશેષણ; લોલા = ચતુર-
ચપળ સ્ત્રીયો ) ત્યાં લીલા થકી-હાવ ભાવથી.

૩' રત્નચ્છાયે દિપિત કરના'. રત્નની છાયાથી; રત્નનાં કિરણથી; ( શ્લોક
૨૧ ટીકા ૧ જોવી ).
હાથના કંકણમા રત્ન જડેલા તેના કિરણ, સુનેરી રૂપેરીકિર, દાંડી
તેમા પડે તેથી તે ચામરના દંડમાજ જાણે રત્ન જડ્યાં હોય-
એમ દેખાય તેથી, તેના કિરણથી દિપિત કરના, દિપિત કરવાળા,
દીપતા કરના, દીપતા દાંડાવાળા, પ્રદીપ્ત દંડવાળા, ( ચામ-
રો—ચામર—ચમ્મર.)

પ૨—૧ 'બિન્દુ પહેલા'; પહેલાં બિન્દુ; વરસાદનાં પેહેલા બિન્દુ; પહેલા વ
રસાદના બિન્દુ; નવા તાજા—પહેલ વહેલી વારજ આવેલા વરસાદ-
નાં નવાં સુખકારક અને શાન્તિ કરતા બિન્દુ, પામી-
ને, શરીર ઉપર પડશે તેથી; શ્રમિત થયેલી—ઉંનાળાના તાપ
થી અથવા ચમ્મર વારે વારે નાખી નાખીને જરા થાકી જાય
કે શ્રમનો ખેદ સહસા હાવભાવથી—વિલાસથી જણાવી જવાય,
તેથી થાકીને ધીરેરહીને ચામરો હલવતી હલવેછે, તે સ્ત્રીયો, અંગે
પડેલા નખપદને, એ પહેલવહેલાં બિન્દુ, તરત શમાવી દેશે, તે
નાથી થતી પીડાને, અંગે પડેલા નખ પદના દુઃખને, વેહેલાં
વેહેલાં શમાવી દેશે, એવું જાણીને, ઇત્યાદિ; નખ પદ, નખનાં પદ;
નખના આકારના ચિન્હ, નખ ( પુરૂષોના.) આગળ પ્રેમ-
રાગથી કામિનીનાં અંગ ઉપર નખ દેતા; તેના લાલ,
લોહી તરી આવવાથી નખ જેવાજ જરા ગોળાકારના ચિન્હ
પડતાં, તે નખપદ; એવી રીત હવે જંગલી દેખાયછે.

एवूं जाणी, घन! तुज विषे, जोइ कल्याण साक्षं,
फेंके त्यांथी, पटु मधुकर श्रेणिं सरखां कटाक्ष. ५२
उंचा हस्त-द्रुमवन पछी, मंडळे ढांकि देने,

૨ 'સાક્ષ;' અક્ષ—આંખો સાથે તે સાક્ષ. પોતાની આંખોથી;પ્રત્યક્ષ; કલ્યાણ જોઈને; નખપદને, અને મનને તથા શરીરને (એવો ભાવાર્થ)તે વરસાદના પહેલા બિન્દુ સુખ આપતાં જોઈને. હે ઘન! તારામા કલ્યાણછે,તું સુખ વરસેછે એમ જોઈને અને એવું જાણીને તારા સામા, ઈત્યાદિ;

૩ 'પટુ મધુકર શ્રેણિ' પટુ, સુંદર ચપલ મધુકર, ભ્રમર તેની શ્રેણિ, હારજેવા કટાક્ષ તારા તરફ ફેંકે; જાણે તીર ફેંકતી હોય તેમ. ભમરાની હાર તે તેના લાંબા ભમર હાલે અને તેની સાથે પાંપણો તથા આંખની ચળકતી કીકીનુ ફરવુ તેની સાથે સરખાવી છે. તે ભમરાની હારની પાંખોના ચળકાટની, સાથે સરખાવતાં ઘણુ સુંદર દેખાયછે. તેમ તેનો દંખ અને કટાક્ષના અસરમા પણ સરખાપણુછે.

૫૩—૧ 'હસ્ત-દ્રુમવન;' હાથના દ્રુમનુવન; હાથ ઉંચા રહેલા હોય તેથી ઉંચા હસ્ત રૂપી દ્રુમનુવન. સંધ્યા પછી શિવ, પાર્વતી તથા પોતાના ગણ સહવર્તમાન તાણ્ડવ નૃત્ય કરેછે; તેમાં ઉંચા હાથ કરી નાચવાનુ હોયછે. તેથી શિવના અને બીજા ગણના પણ ઉંચા હાથનુ વન, તેને 'મણ્ડલે ઢાંકિ દઈને.'

૨ 'મંડલે;' મણ્ડલ, તે હરેક પદાર્થના—આકાર—લંબાઈ પહોળાઈ મળીને જે ગોળાકાર અથવા ગમેતે પ્રકારનો તેના વ્યાસ સહિત આકાર થાયછે તેને કહેછે; જેમકે એક વાદળાનુ મંડલ, એક વગાડવાની ઘડીયાળ, અથવા એક ચોપડીનુ મંડલ; તે ઘડીયાળનુ મંડળ તે ઘડીયાળ સાથે તેના વર્તુલનો આકાર, અથવા ચોપડીનુ મંડલ તે, તે ચોપડીનો ચોખંડો આકાર, તેવા ઘનના એક આખા આકારથી, આખા વાદળા-

सन्ध्या तेज[३] ग्रहि नवि खिली, जासुदी रंग लैने,
नृत्यारम्मे,[४] हर पशुपती कोरि तूं नाचवानी,
इच्छा लोही भरपुर भिना हाथिना चामडानी; ५२

થી, તે ઊંચા હાથના દ્રુમવનને ઢાંકીદઈને; હેઘન! તેવા તારામણ્ડલ એટલે તું પોતેજ, તે, તે 'હસ્ત દ્રુમવનને,' ઢાંકીદઇને; ઉપર વિંટલાઈ વળીને; હાથ બધા ઊંચા થયા હોય તેના ઉપર જઈ પડીને તેને વિંટલાઈવળીને તેને 'ઢાંકી દઇને.'

૩ 'સંધ્યાતેજ;' સંધ્યાકાલનુ—સાંજનું તેજ. કેવુ તેજ? નવી ખિલેલી જાસુદીના રંગનુ તેજ લઇને; તરત ખીલેલું જાસુદીનુ ફુલ કેવા લાલ રંગનુ હોયછે તે વિષે કાંઈ કહેવાનો જરૂર નથી; તેવા લાલરંગનુ 'સંધ્યાનુ તેજ ગ્રહી,' સંધ્યાકાલ-સાંજનુ તેજ લઇને; સાંજરે વાદળાં કેવા સુંદર લાલરંગનાં થાયછે તે અવલોકન કરનારને જાણીતુંછે; તેવા લાલ રંગનું આભૂષણ ધરીને; એવા લાલ સંધ્યા સમયે થઈ જઇને— સ્વાભાવિક રીતે સાંજરે વાદળું થાયજ; આ ઠેકાણે એમ કહાવના ચાલતું નથી કે આ ગ્રંથના લખનારે પોતાની કવિત્વ શક્તિનો આ ઠેકાણે અદ્ભુત દાખલો દેખાડયો છે; એટલા જુના વખતમાં આવા પ્રસંગોપાત વર્ણનનો રસયુક્ત પ્રભાવ ભાગ્યેજ જોવામાં આવશે. એવું વર્ણન નવાં સૃષ્ટિ રચના સંબંધિ પુસ્તકોના મથી મથી કરેલાં ચિત્રોને ઝાંખાં પાડી દેછે એમ સહજ જણાઇ આવે છે; તેમ એ લખનારની ચિકિત્સા તથા અવલોકન શક્તિ, સામાન્ય જ્ઞાન, સૃષ્ટપદાર્થ વિજ્ઞાન, અને રંગ વગેરેની એકાગ્રતા કરવાની અસાધારણ શક્તિ પણ એવાં એવાં આ અને બીજા વચનથી સહસા જણાઈ આવે છે; તે સમયમાં કેટલી ચિકિત્સા, કેટલો ઉત્સાહ અને કેવું વિજ્ઞાન પરાક્રમ હતું તે જણવવાને આટલું લંબાણથી લખ્યું છે.

૪ 'નૃત્યારમ્ભે' તાણ્ડવનૃત્યને આરમ્ભે; તે સન્ધ્યા સમયે તાણ્ડવનૃત્ય આરમ્ભ કરે તે વખતે પશુપતિ, એટલે, શિવ, મહાદેવ, તેની તું

भीनी आंखे, घन ! निरखशे, खेदनी शान्ति जाणी,
रातो न्याळी, स्थिर[1] नयनथी देखि भक्ति भवानी;
अंधारू ज्यां, अतिशय पडयूं, सोयथी भेद[2] थाय,

---

નાચવાની ઇચ્છાહર; હર એટલે કહાડી નાંખ; લોહી ભરેલા, લોહી ટપકતા, હાથીના ચર્મની ઇચ્છા કહાડી નાંખ; તું જ તે લોહી ભરેલા ભીના ચાંમડાને-તેના વસ્ત્રને ઠેકાણે થા; (તેના ઉપર વિંટલાઇ વળીને;) એવુ કેહેવાય છે કે શિવ જ્યારે તાંડવનૃત્ય કરેછે ત્યારે એક હાથીના રૂપના અસુરને પોતે મારેલો તેનુ ચામડું, લોહી ભરેલું ધારણ કરીને નાચે છે. વાસ્તે તું એવો લોહી જેવો, જાસુદી જેવા લાલ રંગનો રંગ ધારણ કરીને, એ ચામડાને રૂપે જ થઇને, તેના ઉપર વિટલા, કે તેથી તે ચામડાને લેવું ભુલી જાય, અને તનેજ તે ચર્મ જાણીને ધારણ કરે, માટે તું તે ચામડાને રૂપે થા અને શિવની તે નાચવાને વાસ્તે ચર્મ ધારણ કરવાની ઇચ્છાને હર—પરહર—કહાડી નાંખ; તું એવો લોહી ટપકતા ચામડા જેવો લાલ થઇને તેની તે ચર્મ ધારણ કરવાની ઇચ્છાને કહાડી નંખાવ; તે ભુલી જાય તેમ કર.

૫૪—૧ 'સ્થિરનયનથી;' એક નજરે; ટક ટક, પ્રેમ અને ઉપકારના આદરથી; માટે 'ભીની આંખે'; તારી ભક્તિ દેખીને આંખમાં પ્રેમનાં આસુ આવશે. 'ખેદની શાન્તિ' એટલા માટે કે તાંડવ નૃત્ય વખતે જ્યારે મહાદેવ લોહી ટપકતું ગજચર્મ ધારણ કરે છે તે વખતે પાર્વતી ઉચી દૃષ્ટિએ ભયથી સકમ્પ જોયાં કરે છે કે આ શું છે! તેથી એને ઘણો ત્રાસ ઉપજે છે; તે ખેદની શાન્તિ થઇ—તે ખેદ તેં શમાવ્યો એમ જાણીને.

એ પ્રમાણે સાયંસંધ્યાનું વર્ણન કરયું હવે ગતનુ કેહેછે.

૨ 'સોયથી ભેદ થાય' એવુ અંધારૂ; એટલું જાડું કે માંય, તેમા સોય ખોશી હોય તો પણ પેશી રહે; જેવું જાડું કાળું વસ્ત્રજ.

तेमा थैने, सुजतुं नथि ने, राज मार्गोथि[3] जाय, ५४

राते राते, रमण वसती[1] योषिता प्रेम घेली,

कर्जोविद्युत् कनकनि लिटी, शूं कसोटी[2] पडेली,

ने तेनाथी, प्रियभवननो, मार्ग मोंघो[3] बतावे,

वर्षोगर्जो, रव न करतो, व्हीजशे ते बनावे. ५५

---

૩ 'રાજમાર્ગેથિ;' રાજમાર્ગે થઇને જાય; મોહોટા ધોરી રસ્તે થઇને; છાની છુપી, આડી અવળી ગલીગુંચીઓએ થઇને નહિ. આથી ત્યાંની સ્ત્રીઓની પવિત્ર વૃત્તિ, તથા પતિવ્રતાપણુ સૂચવે છે.

૫૫—૧ 'રમણ વસતી;' રમણની વસતીયે. રમણ તે રમાડનાર, પ્રિય, પ્રિયતમની વસતીયે. વસતી, એટલે, ભવન, ઘર. પ્રિયને ઘેર. વસતી શબ્દ હાલ પણ એ પ્રકારના અર્થમા હિંદી તથા ઊરદુમા ચાલે છે; તે ભાષાઓમા, વસ્તી, ગામ, શેહેર, માણસના રેહેવાના ઠેકાણાને લાગે છે. યોષિતા, જવાન સ્ત્રી.

૨ 'કસોઠી પડેલી;' કસોઠી ઉપર પડેલી; કનકની લીટી કસોઠી ઉપર પડેલી હોય એવી વિદ્યુત્, વિજળી કરજે; એવી ઝીણી વિજળી કરજે; બહુ પ્રકાશ વાળી વિજળી પણ કરીશ નહિ; બહુ વિજળીના ઝબકારા કરીશ નહિ. (બીહીજશે) કસોઠી ઉપર સોનાની લીટી, એમા વિજળીની લીટીને સુના સાથેસરખાવી છે અને અંધારી રાતના કાળાવાદળાને કાળી કસોઠી સાથે સરખાવ્યું છે.

૩ માર્ગ મોંઘો;' ને તેનાથી—તે વિજળીથી, તેવી વીજળીથી, પ્રિય ભવનનો મોઘો માર્ગ, અંધારાને લીધે મોંઘો, જડવો, મળવો, દુર્લભ; એવો માર્ગ, એવી વિજળીના ધીમા પ્રકાશથી બતાવે—બતાવજે; અને વરશી ગરજીને રવ, અવાજ, ગરબડાટ ન કરતો, ધાંધલ ન મચાવતો; એ બીહીજશે.

હલકાં પશુજેવી કરી કહાડેલી સ્ત્રીયો ઉપર આટલી દયા પણ દ-

વ્હાડી રાત્રી પુર ભવનને છાપરે ત્યાં રહીને,
સૂતેલાંછે, કબુતર ઘણાં, ડ્યાં નિરાંતે જઈને,
થાકી ગૈ છે, વિજળિ વહુતો, કાંઇ ઝાઝા વિલાસે,
તેવો ત્યાંથી, સુર[1] ફરિ દિઠે, કાપ રસ્તો પ્રયાસે. ૫૬
સૌથી પ્હેલૂં, સુહૃદ[1] કરતા, મિત્રનૂ ઇચ્છયું કાજ,
અંગે લીધે, ઢિલ નવ કરે, કે ન થાશો નરાજ.

---

મણાં હોયતો સારૂ. કાલિદાસમા ઠેકાણે ઠેકાણે આવાં સ્ત્રીયો ઉપર પ્રેમ, દયાયુક્ત વચનો જોવામા આવેછે; એ ઉપરથી જણાયછે કે સ્ત્રીયોને ધિક્કારનાર, તેમનો તિરસ્કાર અને નિન્દા કરનાર, તેમને હલકી અને નીચ ગણનાર, તથા પુરૂષ કરતા તેને નીચી પદવી આપનારથી કાલિદાસ કેવળ વિરુદ્ધ હતો.

'સ્ત્રીનૂ હૈયૂં પ્રણયથિ ભરયૂં, કૂમળૂં ફૂલ જેવુ.'
કુમારમાં. (શ્લોક ૧૭ મા.)

अथ मोह परायणा सती
विवशा काम वधूर्विबोधिता ।
विधिना प्रतिपादयिष्यता
नववैधव्यमसह्यवेदनं ॥

'પછી મોહને વશ થયેલી પરવશસતી, કામવધૂ, રતીને, નવ, નવુ, તરતનુ, જવાનીમાં અસહ્ય એવું વૈધવ્ય આપનાર વિધિએ જગાડી!!' અને શકુન્તલા વગેરે ઘણેક ઠેકાણેથી એનો સમાન પ્રીતિભાવ જણાયછે.

૫૬—૧ 'સુર ફરિ દિઠે;' ફરીથી સૂર દેખે એટલે. સૂરજ પાછો ઉગે કે તરત. 'તેવો,' તેવો તું; ઉપર કહ્યું તેવો; જેની વહુ થાકીગઇછે વગેરે.

૫૭—૧ સુહૃદ્;' મિત્ર; સુહૃદ્, સારૂંછે હૃદય જેનુ; તે ઉપરથી સુહૃદ્ એટલે મિત્ર.

ते काळे त्यां सलिलनयने[२], योषिता खंडिताना,
करवां शान्त[३] प्रणयि जनने, तोथे सूर्य जवाना ५७
रस्ताने तुं, जलदि तजजे, तेय तैयार छेजो,
होमाश्रूने, नलिनि[१] मुखते, पद्मथी क्हाडवे जो;

---

२ 'સલિલનયને;' નયને આવેલાં સલિલ, પાણી. 'યોષિતા,' જ-વાન કામિની; 'ખંડિતા' પ્રીતિના સદાચરણમાં પતિ તરફથી ખંડ થયોછે જેનો તે 'ખંડિતા;' જેનો પતિ પ્રીતિનું ખં-ડન કરી—ભંગકરી, તેને તજી, વિયોગના દુઃખમાં નાંખીને અ-ન્ય સ્ત્રી પાસે જાય તે 'ખંડિતા;' તે ઉપરથી સાધારણ રીતે, વિયોગ થએલી સ્ત્રી.

निद्राकषाय मुकुली कृत ताम्र नेत्रो।
नारी नख व्रण विशेष विचित्रिताङ्गः॥
यस्याःकुतोपि गृहमेतिपतिः प्रभाते।
साखण्डितेति कथिता कविभिःपुराणैः॥

३ 'શાન્ત'કરવાં; આંસુને વિરામ પમાડવો;રોતી બંધ રહે તેમ કરવું માટે; સૂર્ય ઉગ્યો દેખીને પ્રભાત થયું એમ જાણીને, પ્રણયી (શ્લોક ૫ ટીકા ૧ જોવી.)પ્રેમી; પ્રિયતમ,સ્વામિ, વર; તેને વિયોગ ટાળવાને માટે આવીને પોતાની સુંદર સ્ત્રીયોનાં આંસુ પડતાં અટકાવવાં;રોતી હોય તે છાની રાખવી, એટલા માટે તું સૂરજના રસ્તાને રુંધીશ નહિ.'સૂર્ય જવાના;' સૂર્યને જવાના એટલે સૂર્ય જે રસ્તે જાય તે રસ્તાને;સૂર્યને આડો આવતો માં.

૫૮—૧ 'નલિની;' નળી; કમળની નાળ, દાંડીને નલિની કહે છે; તેનું મુખ તે પદ્મ, કમળ.(એ નલિની સહિત કમળ તે સૂર્યની પરણેલી સ્ત્રી પ્રમાણે.)તેના પદ્મ વદન ઉપરથી હિમરૂપી અશ્રુને 'ક્હાડવે', ક્હાડવામાં તે પણ, સૂર્ય પણ તત્પર છે, તેને પણ રાતનો વિયોગ થયો હતો તેથી;

तुं जोयांरे, कर रुंधिश तो, प्रीति विघ्नेथि पोते,
इर्षा करशे, धन! अतिश ए द्वेष दृष्टीथि जोते. ५८

गम्भीराए, सरित पय छे, निर्मळुं चित्तजाते,[1]
छायात्मा[2] तो, प्रकृतिथि रूडो, पेसशे पाणिमांते,
माटे तारे, नाथि घटित त्यां, मानवां ए नकामां,
धीरा थैने: नथि नगणवा योग्य जो थाय सामां, ५९

---

૨ 'જોતે'; માટે તું જો, કર, કિરણ; સૂર્યના હાથ તે, તેના કિરણ; માટે કર એટલે કિરણ રૂંધીશ તો; તેનાં આંસુ સુકવવાને આવતા કિરણ રોકિશ તો, પ્રીતિમાં વિઘ્ન થયું, તેં કર્યું, એમ જાણીને એ તારા ઉપર ઈર્ષા કરશે; અને દ્વેષ દૃષ્ટિથી જોશે; તારા સામુ દ્વેષ દૃષ્ટિથી જોઈને તારી ઈર્ષા કરશે; એટલે તારા ઉપર સક્ત કિરણ, સક્ત તાપ પાડશે; કારણ કે, તે વખ્ત દિવસ પણ ચ્હડતો એટલે તાપ, થતો જાય, ને તે વખત સૂરજની આડે આવવું એટલે સૂરજની તળે અથવા સૂરજ માથા ઉપર આવે એવી રીત આવવું તો તેથી તડકો ઉપરે પડેજ; એજ તેનો ક્રોધ; માટે તું એને આડે ન આવતો; આગળ ચાલ્યો જજે. 'જોતે' એટલે, જોતે છતે, જોઈને; એથી એમ જણાવે છે કે કોઈની પ્રીતિમાં વિઘ્ન ન કરવું, કારણ કે તેથી તેને દ્વેષ અને ઈર્ષા ઉપજેછે; માટે દુરાચારનો નિષેધ-સૂચવે છે.

૫૯—૧ 'જાતે;' ગમ્ભીરાસરિત—નદી—તેનું પય, પાણી, જાતે નિર્મળ, પવિત્ર, સારૂં ચિત્ત જેવું છે; એવું સ્વચ્છ છે.

૨'છાયાત્મા;' તારી છાયા રૂપી આત્મા; છાયા એજ તારો આત્મા, તેમાં, તે ચિત્તમાં પેસશે. પાણીમાં પડશે તે ઉપરથી. પ્રકૃતિથી રૂડી; સ્વભાવથી સુંદર, શાન્તિ કરે એવી. માટે'એ'—તારા સામાં તેનાં જોવાં થાય તે-'જો,'તું જો, જાણ, સમજ, તારા સામુ તે વારે વારે નિરખે છે—તે નારે, ત્યાં આગળ, નકામા માનવાં ઘટિત નથી

जोवां हासे, कुमुद वरणां, प्रीतिथी सुन्दरीना,
काळां धोळां, चपळ उछळे, माछलां ते नदीनां.

तेनुं किञ्चित्‌कराथि पकडयुं, एम आवी पडेलुं,
पासे शाखा निकट जइने, नेतरे[1] जे अडेलुं,  ६०
मुक्ये कांठो, दिसतुं ज्यम के, सोहि वर्ण्युं नितम्ब,
एवुं काळुं, सलिल[1] वसन ग्रासमां लावि लम्ब
थैने एवो, कठणज घणुं, छे जवुं त्यांथि प्यारा,
जे जाणेते, काहि त्यम रूडो, कोण छोडी जनारा! ६१

---

અને ધિરા થઇને, ધૈર્ય રાખીને, ન ગણવા—તિરસ્કાર કરવા, યોગ્ય નથી. તે તારા સામુ વારે વારે 'હાસે,' હાસ્ય સંગાથે, એટલે મુખ હસતું કરીને, જુવે છે. નદીનુ પાણી લેહેરો મારતું ચાલે તે લેહેરોમાં હસવાની કલ્પનાછે; તેથી 'જોવાં હાસે;' ત 'જોવાં' 'કમુદવરણાં,' કમુદિનીના વર્ણનાં; પોયણી જેવાં ધોળાં; ધોળાં એટલા માટે કે દૃષ્ટિ નાંખે કે તેની આંખનો તેજ ભરેલો શ્વેત વર્ણ નજરે પડે. એ એની દૃષ્ટિયો, એ એનું જોવુ તે શા ઊપર-થી? કાળાં અને ધોળાં, કાળા અને ધોળા રંગનાં, એક પાસ કાળો અને એક પાસ ધોળો એવા રંગનાં માંછલા નદીમાં ઉછળે; તે ઊપરથી; ને ઉછળે એટલે ચતાં થાય તેમ તળેની ધોળાશ જણાય તેથી તેનાં 'જોવાં' 'કમુદવરણાં,' ને કાળો ભાગ જતો રહે તે ડોળો ફરે તેની સાથે સરખાવ્યું છે.

૬૦—૧ 'નેતરે;' નેતરના છોડ આગળ જઇને અડેલું; તેથી નેતરની શાખા પાણીમાં પડેલી; તે શાખા તેજ તેનો હાથ; તેનું એવું (સલિલ વસનનું વિશેષણ.)

૬૧—૧ 'સલિલ વસન;' સલિલ રૂપી વસન: સલિલ એજ વસન: સલિલ પાણી; વસન, લુગડું; નદીનું રૂપ, નદીનો આત્મા, તે નદીમાં. (તે ઉપર શ્લોક ૩૯ ટીકા ૨ જોવી.)

वड्यें वड्यें विरामि भुमिना गन्ध स्पर्शे सुहातो,
सुंडे पेसे, ध्वनि करि रूडो, दन्तिये[1] पीजवातो,
पाकां कर्तो, वनज उमरां, शीतवा मन्द वाशे,
इच्छावाळा, गमन करवा, देव गिर्याश्रमाशे[2]. ६२

तत्रस्कन्दे[1] स्थिति करि वड्या, पुष्पमेघाकृतीथी,

---

૬૨—૧ 'દન્તિયે,' દન્તી; હાથી; દન્ત, દાંત; તેને 'ઇન્' પ્રત્યય લાગ્યો એટલે પ્રથમાનુ એક વચન, દન્તી; દાંતવાળો; હાથીના દન્તુશળ આગળ જણાય છે તેથી; હાથીઓથી પી જવાતો; હાથી જેને પી જાય છે એવો. પવનને પાણી જેવો ગણી, પવન લે તેને, પી જવો ગણીને; જે વખત એ હાથી શ્વાસ લે તે વખત સારો મહોટો ધ્વનિ થાય; માટે 'ધ્વનિ થકિ રૂડો;' હુંકારાની સાથે, 'સુંડે,' સુંડમાં પેસે એવો; અને વળી વનજ, એટલે વનમાં જન્મેલાં, વનમાં ઉગેલાં ઉમરાં—એક જાતનું ફળ થાયછે, તેને પાકાં કરતો, પકવતો એવો (પવન.)

૨ 'દેવગિર્યાશ્રમાશે': દેવગિરિ; દેવનો ગિરિ; માળવાના મધ્ય ભાગમાં ચંબલની દક્ષિણમાં, દેવગઢ, જેને કહેછે તે હશે. તે દેવગિરિ+આશ્રમ=દેવગિર્યાશ્રમની આશાએ, ત્યાં જવાની આશાએ જનારા; તેથી દેવગિર્યાશ્રમ જવાની ઇચ્છાવાળા!

૬૩—૧ 'સ્કંદ'; કાર્તિકસ્વામી; કાર્તિકેય. મહાદેવનો પુત્ર. તારકાસુર સુરલોકમાં ઘણી પીડા કરવા લાગ્યો; તે ઉપરથી દેવ બ્રહ્માની પ્રાર્થના કરવા ગયા. બ્રહ્માએ દર્શન દઇને કહ્યું કે શિવની પાસે જાઓ. તે તમને સેનાપતિ આપશે. શિવે અગ્નિના મુખમાં પોતાનું તેજ આપ્યું; તે તેનાથી સહન ન થતે તેણે ગંગાને આપ્યું—ગંગામાં નાંખ્યું—તેનાથી સહન ન થયું તે તેણે શરનાં—શરકટનાં ભાથામાં નાંખી દીધુ: ત્યાં પુત્ર થયો માટે તેને 'શરવણભવ'—શરના વનમાં થએલો ( એવું કાર્તિકસ્વામીનું નામ. ર ને લીધે 'વન'ના

तेनें सिञ्चे, फुल थकि भिनां, व्योम[2]गंगाजळेथी;
तेतो पोते, नवशशि[3]भृते, वासवी सैन्य रक्षा-
कार्ये सूत्र्युं, हुतवह मुखे, तेज ते तेज लक्ष्या. ६३

---

'ન'નો 'ણ.') એમ કહેછે. તે બાળકને કૃત્તિકા, ( નક્ષત્ર) એક રાજાની છ છોકરીઓનું નામ અથવા સપ્તર્ષિની સ્ત્રીઓ, તમણે ઉછેર્યો માટે, કાર્તિકેય ( કૃત્તિકાથી ઉત્પન્ન થયેલો. ) ત્યાર પછી તણે દેવનો સેનાપતિ થઇને તારકાસુરને હરાવીને તેનો વ- ધ કર્યો.

તે કાર્તિકેય ત્યાં દેવગિર્યાશ્રમ—આશ્રમ એટલા માટે કે ત્યાં કા- ર્તિકેયનું સ્થાન છે—ત્યાં, સ્થિતિ કરીને વશ્યા છે; ત્યાં નિત્ય ર- હેલા છે; ત્યાં કાર્તિકસ્વામીનું દેરૂં અને તેમાં તેની મૂર્ત્તિ છે; તેને 'પુષ્પમેઘાકૃતીથી' પુષ્પમેઘની આકૃતી લઇને; પુષ્પનો મેઘ તે પુ ષ્પનું વાદળું ( એ રચના ઘણી રમણીયછે.) ફુલના વાદળાનો આકાર લઇને—હાલતો વાદળું છે તે ફુલનું વાદળું થઇ જઇને;

૨ 'વ્યોગંગા'; આકાશ ગંગા—રાત્રે નૈરુત્ય ખુણાથી ઇશાન તરફ આકાશમાં ધોળો દૂધ જેવો પોહોંળો પટ દેખાય છે તે—સ્વર્ગ ગંગા,(તે ઘણા દૂર તારાછે.) તેને પુરાણ કથામાં આકાશ ગંગા, સ્વર્ગની ગંગા કરી નદી માનેલી છે; તે વ્યોમ ગંગાના પાણીથી ભીનાં થયેલાં ફુલથી, આકાશ ગંગાના પાણીમાં તે ફુલ ભીનાં કરીને, તે ફુલ વતે તે દેવને તું સિંચે—સિંચજે; તે પલળેલાં ફુલ તેના ઉપર નાંખજે—વરસાવજે. કારણ કે

૩' નવશશિભૃતે '; નવ, નવા, શશિ, ચંદ્રનું ભરણ કરનાર, ધારણ કરનાર; નવા ચંદ્રને ધારણ કરનાર; નવા એટલે નવા ઉગેલા, અર્ધ અથવા પા ચંદ્રમાને ધારણ કરનાર; શિવ અર્ધ ચંદ્રનો મુગટ ધારણ કરેછે તેથી તેનું નામ અર્ધેન્દુમૌલી છે તે ઉપરથી ' નવશશિભૃત ', એટલે શિવ, તણે, ' વાસવી'( વાસવને'ઇન્' પ્રત્યય લાગ્યાથી, પ્રથમાનું એક વચન,' વાસવી ' ) વાસવીનું; વાસવ—ઇંદ્રના સૈન્યની રક્ષા—રક્ષણને અર્થે (ટીકા ૧ જોવી) 'હુત

वठ्यें वठ्यें विरामि भुमिना गन्ध स्पर्शे मुहातो,
सुंडे पेसे, ध्वनि कारि रुडो, दन्तिये[1] पीजवातो,
पाकां कर्तो, वनज उमरां, शीतवा मन्द वाशे,
इच्छावाळा, गमन करवा, देव गिर्याश्रमाशे[2]. ६२

तत्रस्कन्दे[1] स्थिति कारि वठ्या, पुष्पमेघाकृतीथी,

---

૬૨—૧ 'દન્તિયે,' દન્તી; હાથી; દન્ત, દાંત; તેને 'ઇન્' પ્રત્યય લાગ્યો એટલે પ્રથમાનુ એક વચન, દન્તી; દાંતવાળો; હાથીના દન્તુશળ આગળ જણાય છે તેથી; હાથીઓથી પી જવાતો; હાથી જેને પી જાય છે એવો. પવનને પાણી જેવો ગણી, પવન લે તેને, પી જવો ગણીને; જે વખત એ હાથી શ્વાસ લે તે વખત સારો મહોટો ધ્વનિ થાય; માટે 'ધ્વનિ થકિ રૂડો;' હુંકારાની સાથે, 'સુંડે,' સુંડમાં પેસે એવો; અને વળી વનજ, એટલે વનમાં જન્મેલાં, વનમાં ઉગેલાં ઉમરાં—એક જાતનું ફળ થાયછે, તેને પાકાં કરતો, પકવતો એવો (પવન.)

૨ 'દેવગિર્યાશ્રમાશે': દેવગિરિ; દેવનો ગિરિ; માળવાના મધ્ય ભાગમાં ચંબલની દક્ષિણમાં, દેવગઢ, જેને કહેછે તે હશે. તે દેવગિરિ+આશ્રમ=દેવગિર્યાશ્રમની આશાએ, ત્યાં જવાની આશાએ જનારા; તેથી દેવગિર્યાશ્રમ જવાની ઇચ્છાવાળા!

૬૩—૧ 'સ્કંદ'; કાર્તિકસ્વામી; કાર્તિકેય. મહાદેવનો પુત્ર. તારકાસુર સુરલોકમાં ઘણી પીડા કરવા લાગ્યો; તે ઉપરથી દેવ બ્રહ્માની પ્રાર્થના કરવા ગયા. બ્રહ્માએ દર્શન દઇને કહ્યું કે શિવની પાસે જાઓ. તે તમને સેનાપતિ આપશે. શિવે અગ્નિના મુખમાં પોતાનુ તેજ આપ્યું; તે તેનાથી સહન ન થતે તેણે ગંગાને આપ્યું—ગંગામા નાંખ્યું—તેનાથી સહન ન થયું તે તેણે શરનાં—શરકટનાં ભાથામાં નાંખી દીધું; ત્યાં પુત્ર થયો માટે તેને 'શરવણભવ'—શરના વનમાં થએલો ( એવું કાર્તિકસ્વામીનું નામ. ૨ ને લીધે 'વન'ના

તેને સિંચે, ફુલ થકિ ભિનાં, વ્યોમગંગાજળેથી;[2]
તેતો પોતે, નવશશિભૃતે,[3] વાસવી સૈન્ય રક્ષા-
કાર્યે મૂક્યું, હુતવહ મુખે, તેજ તે તેજ લક્ષ્યા. ૬૩

'ન'નો 'ણ.') એમ કહેછે. તે બાળકને કૃત્તિકા, (નક્ષત્ર) એક રાજાની છ છોકરીઓનું નામ અથવા સપ્તર્ષિની સ્ત્રીઓ, તમણે ઉછેર્યો માટે, કાર્તિકેય (કૃત્તિકાથી ઉત્પન્ન થયેલો.) ત્યાર પછી તણે દેવનો સેનાપતિ થઇને તારકાસુરને હરાવીને તેનો વધ કર્યો.

તે કાર્તિકેય ત્યાં દેવગિર્યાશ્રમ—આશ્રમ એટલા માટે કે ત્યાં કાર્તિકેયનું સ્થાન છે—ત્યાં, સ્થિતિ કરીને વશ્યા છે; ત્યાં નિત્ય રહેલા છે; ત્યાં કાર્તિકસ્વામીનું દેરૂં અને તેમાં તેની મૂર્ત્તિ છે; તેને 'પુષ્પમેઘાકૃતીથી' પુષ્પમેઘની આકૃતી લઇને; પુષ્પનો મેઘ તે પુષ્પનું વાદળું (એ રચના ઘણી રમણીયછે.) ફુલના વાદળાનો આકાર લઇને—હાલતો વાદળુંછે તે ફુલનું વાદળું થઇ જઇને;

૨ 'વ્યોગંગા'; આકાશ ગંગા—રાત્રે નૈરત્ય ખુણાથી ઇશાન તરફ આકાશમાં ધોળો દૂધ જેવો પોહોળો પટ દેખાય છે તે—સ્વર્ગ ગંગા,(તે ઘણા દૂર તારાછે.) તેને પુરાણ કથામાં આકાશ ગંગા, સ્વર્ગની ગંગા કરી નદી માનેલી છે; તે વ્યોમ ગંગાના પાણીથી ભીનાં થયેલાં ફુલથી, આકાશ ગંગાના પાણીમાં તે ફુલ ભીનાં કરીને, તે ફુલ વતે તે દેવને તું સિંચે—સિંચજે; તે પલળેલાં ફુલ તેના ઉપર નાંખજે—વરસાવજે. કારણ કે

૩ 'નવશશિભૃતે'; નવ, નવા, શશિ, ચંદ્રનું ભરણ કરનાર, ધારણ કરનાર; નવા ચંદ્રને ધારણ કરનાર; નવા એટલે નવા ઉગેલા, અર્ધ અથવા પા ચંદ્રમાને ધારણ કરનાર; શિવ અર્ધ ચંદ્રનો મુગટ ધારણ કરેછે તેથી તેનું નામ અર્ધેન્દુમૌળી છે તે ઉપરથી 'નવશશિભૃત', એટલે શિવ, તેણે, 'વાસવી' (વાસવને 'ઇન્' પ્રત્યય લાગ્યાથી, પ્રથમાનું એક વચન, 'વાસવી') વાસવીનું; વાસવ—ઇંદ્રના સૈન્યની રક્ષા—રક્ષણને અર્થે (ટીકા ૧ જોવી) 'હુત

भानू कर्ता पण घणुं घणुं, तेजते पावकीनां[1],
ज्योतिर्लेखा-वळ भर्युं पड्युं कान्तिमत्पिच्छ जेना-
पुत्र प्रेमे, कमळ दळने पामनारुं करे छे,
कर्णे जेनुं, कर थकि पिछुं ले भवानी धरे छे; ६४
धोयां नेनो, शशि किरणथी, ते मयूर प्रभावे,

---

વહ,' હુત=હોમેલું, હુતદ્રવ્ય, વહ—લઈ જનાર, ( ધાતુ, વહ્, લઈ જવું.)હોમેલા પદાર્થને વહન કરનાર, લઈ જનાર, દેવને પહોચાડનાર, તે 'હુતવહ', અગ્નિ, તેના મુખમાં ક્રિયે મુકેલું તેજ તે તેજ, એજ, એમ 'લક્યા' જાણ્યા છે, માન્યા છે. અગ્નિના મુખમાં મુકેલું તેજ, તે તેજ છે; એવા પરાક્રમી છે વાસ્તે પુલ વર્સાવીને તેની સેવા કરજે એમ કહેવાનો અર્થ.

૬૪—૧ 'પાવકીના'; પાવક=અગ્નિ; પાવકને 'ઇન્' પ્રત્યય લાગ્યો એટલે પાવકી, કાર્તિકેય, અગ્નિનો છોકરો માટે; એને મોરનું વાહન માનેલું છે; તે પાવકીના, જેના, પુત્ર પ્રેમથી, જેના ઉપરના પુત્ર પ્રેમથી, પુત્ર પ્રેમને લીધે, પુત્ર ઉપર પ્રીતિ છે તેથી, જ્યોતિર્લેખાવળ ભરેલા, જ્યોતિસ્+લેખા=જ્યોતિર્લેખા; જ્યોતિસ્=તેજ; લેખા—રેખા=લીટીઓ; તેજની, તેજવાળી, ચળકતા રંગવાળી લીટીઓના વળછે જેમાં, વળવાળા, વળ ભરેલા, પડેલા—ભુંઇ ઉપર પડેલા—કાન્તિમત્, કાન્તિવાળું, શોભીતા પીછાને, હાથે વતે લઇને ભવાની કાને ધરે છે; એટલે કમલ દલને પામનારૂં કરે છે; કાને કમળનું દળ, પાનડું, કમળની પાખડીનું કાને આભૂષણ છે તે ઠેકાણે જેનું સુંદર પીછું (તેનું આગળનું ગોળ પીછું તેજ માત્ર સમજવુ, વળી નહિ;) ધારણ કરે છે; કાને પહેરેછે; (લટકતું રાખીને; ) એટલે કમળના આભૂષણને પામનારૂં કરેછે, કમળ દળના પદને પામનારૂં કરેછે; એવું તેને આદર સહિત સન્માન આપે છે.

त्यां जै अद्रिग्रहण[1] गरवी गर्जनाथी नचावे.

आराधीए, शरवणथया देव, ओळंगि मार्ग,

सिद्धद्वंद्वे, जलकण भये, पन्थ दे वीणि-वर्ग,[2] ६५

---

૬૫—અને વળી કેવો!

૧—'અદ્રિગ્રહણગરવી'; અદ્રિ, પહાડ, તેના ગ્રહણથી ગરવી (તત્પુરુષ.) અદ્રિના ગ્રહણથી ગરવી; અદ્રિયે ગ્રહણ કરેલી; ગ્રહણ કરી છે, અદ્રિ ગ્રહણ કરશે તેથી ગરવી; પહાડમાં તેનો અવાજ પડશે, તે અવાજ પહાડ લઇ લેશે, એટલે ગ્રહણ કરશે તેથી ગરવી; ગર્જનાનો અવાજ પહાડમાં પડે ને તે પહાડ તે અવાજને ઝીલી લે, ને તે અવાજ પાછો મોકલે ને તેના પડઘા ઉપર પડઘા પડે ને આખા પર્વતમાં ગર્જનાના ગર્જના અવાજ ઉપર અવાજ થઇ રહે—એટલે પર્વતે ગર્જના લીધી—તેથી ગરવી, (ગુરુ ઉપરથી) ભારે, મોહોટી; એવી મહાન ગર્જનાઓથી—ગર્જનાઓ કરીને—તે મયૂરને નચાવે—નચાવજે; એ ગર્જનાઓ થશે એટલે મોર નાચશે જ તે ઉપરથી એમ કહેછે કે નચાવજે. તે મયૂર કેવો! જેનાં નયન, 'શશિ', ચંદ્ર, ચંદ્ર કિરણથી, તે મહાદેવના માથા ઉપરના ચંદ્રના કિરણથી (શ્લોક ૬૩ ટીકા ૩ જોવી.) ધોયાં છે, ધોવાયલાં છે; મોરની આંખો લાંબી અને તેનાં પોપચાંની કિનાર તથા અણીયો સાફ ધોળી હોય છે; અને કાર્તિકસ્વામી શિવનો પુત્ર એટલે તે મહાદેવને સન્નિધરહે એટલે મોર પણ ત્યાં અને તેથી શિવના મુકુટ મણિરૂપ થયેલા ચંદ્રની કાન્તિ તે મોરના અપાઙ્ગ ઉપર, આંખો ઉપર અને આંખોના છેડા ઉપર બધે પડે તેથી તની આંખોની કિનારનો ધોળો રંગનિર્મળ કાન્તિમાન્ દેખાય તેથી તે કિરણે ધોયાં છે નેનો જેનાં એમ કહ્યું; તે મયૂરને તું તારા પ્રભાવથી, ગર્જનના પરાક્રમથી નચાવજે.

૨ 'વીણિ-વર્ગ'; વીણાવાળા તે વીણી; વીણા (અપ. ખીન) વગાડનારાનો વર્ગ; વીણા વગાડનારાં; વીણાઓ (અપ વેણા) હાથમાં છે ને તે વગાડીને કાર્તિકસ્વામીની સ્તુતી કરવાને સ્વર્ગ

धीम धीमे, उतर पकडी अम्बु मूर्ति प्रवाही,
भूलोके जे, वहि थइ पुरी, जाणवी सर्व लाही,

---

લોકથી—અલકાપુરીથી— આવેલાં સિદ્ધનાં જોડાં, ગંધર્વના મિ-
થુન, સ્ત્રી પુરુષનાં જોડાં, સિદ્ધ શબ્દને વાસ્તે (શ્લોક. ૧. ટીકા.
૩. જોવી.)તે પણ, દ્વંદ્વ, (તેનો અર્થ) સિદ્ધ દ્વંદ્વ પણ, જળ કણના
ભયથી, વીણા ઉપર જલના કણ, પાણીના બિન્દુ, તાગમાંથી, પડશે
—વીણા ઉપર પડશે—વીણા ઉપર પડ્યાથી વીણાઓ, વીણાના
તાર, બગડે છે તેથી—જલના કણના ભયથી, ગન્ધર્વનાં જોડાં પ
ણ ત્યાં તને 'પન્થ દે', રસ્તો આપે, રસ્તો આપેછે, એટલે
ત્યાં કાર્ત્તિકસ્વામીના મંદીર આગળ જઈશ ત્યાં સ્તવનને અર્થે
આવેલાં સિદ્ધનાં દ્વંદ્વ પણ તને રસ્તો આપશે—આગળ જવાને
વધવાને તને રસ્તો આપશે; તારા માર્ગમાંથી, તારા જળ કણના
ભયથી, વેગળાં ખશી જશે;એટલે તું નિર્વિઘ્ન આગળ ચાલ્યો જજે.
તે 'શરવણ'=શરનુ વન; શરના વનમાં થયેલા દેવ, કાર્ત્તિક સ્વા
મી ને આરાધીને (શ્લોક. ૬૩ ટીકા ૧ જોવી.) ઉપર કહેલી રીતે
આરાધીને, તેની આરાધના, સેવા, પૂજન તથા પ્રાર્થના કરી
ને માર્ગઓળંગીને, રસ્તો કાપીને, આગળ ચાલીને, [આગળ
વધીને;

૬૬—૧ 'સર્વ;' સર્વમાં, સઘળે ઠેકાણે, આખા જગત્માં;ભૂલોકમાં, પૃથ્વી
ઉપર જે વહીને, જે નદી પોતાના પ્રવાહથી, સંપૂર્ણ થયેલી,અ-
મ્બુ મૂર્ત્તિને રૂપે, પાણીની મૂર્ત્તિને રૂપે, જલ પ્રવાહ રૂપે, આખા
જગત્માં લાહેલી, ફેલાવેલી, પસરેલી પ્રખ્યાતી,વખાણની સાથે ગ-
વાયલી યશ-મૂર્ત્તિ જાણવી; તે નદીને, પકડીને ધીમે ધીમે એ ટેકરી
(દેવગિરિ) ઉપરથી ઉતર; તે નદીની ઉજળી જલ મૂર્ત્તિને પક-
ડીને, તેને આધારે ઉતર; તેમાં એવો મર્મ બતાવે છે કે, તે
નદીની નિર્મલ રેખા દેવગિરિ ઉપરથી ચાલી છે, તે નદી ત્યાંથી
ઉતરે છે, તેને પકડીને,—જેમ કોઈ ઉંચા સ્થળ ઉપરથી શ્વેત
દોરી પકડીને દાદરેથી ઉતરતો હોય તેમ— ધીમે ધીમે ઉતરજે;

विख्याती ते, सुरभि[२] तनया यज्ञनी जाणि जीती,
सत्कारेथी, घन! गणि नदी, रन्तिदेव स्वकीर्ति. ६६

तुं लेवाने जळ नमि रह्यो, शार्ङ्गिना[१] वर्ण चोर!
ते सिन्धूनो, पृथु पण तनू, दूर भावेथि तोर,

---

२ 'सुरभि तनया;' सुरभि—कामधेनु—समुद्र मन्थन वखते निकळेली गाय— तेनी छोकरीयो, गायोनो यज्ञ, होम—गोमेध—ते गायोनो यज्ञ करीने जीती आणेली, एवी रन्तिदेवनी कीर्त्तिज होय नहि! उपर कही तेवी 'वही'ने पुरी थएली, संपूर्णता पामेली ते रन्तिदेवनी कीर्त्तिज, एम सत्कार अने मानथी, हे मेघ! ए नदीने गणिने; गायोनो यज्ञ कर्यो तेनुं लोही निकळ्युं ने तेनीज नदी चालीने ते नदी थई ते तेनी कीर्त्तिज वही एम गणीने, (धीमे धीमे उतर पकडी.)

रन्तिदेव, ए नामनो राजा. तेणे गोमेध कर्यो तेथी लोही अने चामडांनी नदी वही तेथी ते नदीनुं नाम चर्मण्वतीछे; हाल जेने चंबल कहेछे ते. ए भरत खंडनी प्रसिद्ध अने पवित्र नदियोमांनी एक नदी छे.

गंगा सिन्धु सरस्वतीच यमुना गोदावरी नर्मदा।
कावेरी सरयूमहेन्द्र तनया चर्मण्वती वेदिका॥
सिप्रा वेत्रवती महासुरनदी ख्याता गया गण्डकी।
पूर्णा पूर्ण जला समुद्र सहिता:कुर्वन्तुनोमंगलं ॥ ॥

६७—१ 'शार्ङ्गी;' शार्ङ्ग, ने 'ईन्' प्रत्यय लाग्यो एटले प्रथमानु एकवचन 'शार्ङ्गी;' शार्ङ्गवाळो; शार्ङ्ग शब्द, शृंग उपरथी, शृंगनुं तद्धित रूपछे; शृंगनुं, शृंगनु थयेलुं, बनेलुं ते शार्ङ्ग, शींगडानुं बनेलुं; ए शार्ङ्ग, विष्णुना धनुषनुं नाम छे; ते उपरथी शार्ङ्गी ते विष्णु; शार्ङ्गपाणि, पण कहे छे. शार्ङ्ग

निश्चे जोशे, गगनचर त्यां, एकधारे सुशील,
मुक्ता माळा, ज्यम भुमि तणी, स्थूल मध्येन्द्रनील. ६७
पारे चाली, परिचय घणो. भ्रूलताना विलासे,

---

ધનુપ,પાણિ એટલે હાથ, હાથમાં છે જેના; (બહુવ્રીહિ) વિષ્ણુ; તે વિષ્ણુના 'વર્ણ—ચોર' રંગના ચોરનાર; વિષ્ણુનો રંગ પણ શ્યામ અને તું પણ શ્યામ તેથી; તું 'જળ નમિ રહ્યો,' તે નદીના જળ ઉપર નમી રહેલો; તેનું પાણી લેવાને, પીવાને, નમી રહેલો એવો તું; અને તે સિન્ધુ=નદી, તેનો પૃથુ, મ્હોટો,પહોળો, પણ દૂર ભાવેથી, દૂરભાવથી, દૂરપણાથી, ઉપરના, અસમાનના લોકો દૂર તેથી, તનુ, નહાનો, નહાનો દેખાતો એવો તાર, એનો ચાલતો પ્રવાહ, દેખાવ; પટ; એટલે ઉપર ઉંચેથી, એ નદી મ્હોટી છે પણ નહાની ઝીણી, ધોળી લીટી જેવી, બહરી જેવી દેખાશે,અને તું કાળો વચમાં આવી રહેલો; એવી તે નદીની છબી અને વચમાં તું તેના ઉપર નમી રહેલો એવી રચના, ઉપરથી ગગનચર, ગગનમાં ચરતા, ચાલતા, ફરતા (ધાતુ ચર=ચાલવું) આકાશમાં ફરતા લોક, દેવ, તે પાછા, સુશીલ સારા શીલ વાળા, પ્રેમાળ સ્વભાવના, એટલે તને, તારી તરફ, પ્રેમ દૃષ્ટિથી, એક નજરે, ઉપરથી જોશે; જાણે કે એ નદી પૃથ્વીની મુકતા માળા, મોતીની માળાજ હોય નહિ અને તું જાણે વચમાં 'સ્થૂલ,' જાડો, જાડો અને મ્હોટો, ઈંદ્રનીલમણિજ હોય નહિ, તે પ્રમાણે જોશે; એટલે તું એ નદી ઉપર આવીશ એટલે ઉપરથી એવો દેખાઇશ; તે વખત એવો દેખાવ થશે. 'સ્થૂલ મધ્યેન્દ્રનીલ;' સ્થૂલ એવો મધ્ય. મધ્ય ભાગે, તે નદીના મધ્ય ભાગમાં, વચમાં 'ઇન્દ્રનીલ,' જાતનો મણિ; તે રંગે નીલ, આસમાની; વાદળાના રંગનો; તે મણિ, શની, અથવા શનિશ્ચર કહેવાય છે તે. મણીની ઉપમા એથી ધરતી આવે છે કે તેમાં પણ તેજ,તે પણ પાણીદાર,અને વાદળામાં પણપાણીનું તેજ.

૬૮—૧ 'ભ્રૂલતા;' ભ્રૂ, ભમરનીલતાઓ, વેલીયો; તે ભ્રૂલતા, તેના વિ-

आंखो फर्तै, उपरथकितो, कृष्णने श्वेत भासे,
कुन्दो डोले, मधुकर भर्यां, तेम देखाय तेथी
जा जोवातो, दशपुरवहू-नेत्रकौतूहलेथी. ६८

લાસે, વિલાસમાં, વિલાસ કરવામાં, ચતુરપણાથી ફેરવવામાં, ઘણો પરિચય છે જેને; ભ્રૂવિલાસ કરવાનો ઘણો પરિચય છે જેને; જે આંખના ભમરના ચાળા કરવામાં પૂરી રીતે જાણીતી છે; અને 'આંખો ફર્તે,' અને જેની આંખો મધુરપણું ફરતાં, 'ઉપર થકિ,' તે આંખો, ઉપરથી, તેને ઉંચેથી જોતાં, તેના ઉપરથી જોતાં—એટલે તું ઉપર હઈશ તેથી એવી દેખાશે કે—કૃષ્ણને શ્વેત, કાળી ને ધોળી; એની અંદરનો ડોળો તે કાળો, અને આંખનો બીજો વિસ્તાર તે ધોળો, તેથી કાળી ને ધોળી; તે એવી દેખાશે કે

૨ 'કુન્દો;' કુન્દ; મોગરાનું ફુલ; આ સંબંધે બટ મોગરાનાં ફુલની ઉપમા આપીછે એમ જણાય છે. મોગરાનાં ફુલ 'મધુકર ભર્યાં;' મોગરાનાં ફુલમાં મધુકર, ભમરા ભરેલા હોય, બેઠેલા હોય, ને તે ડોલે, ડોલતાં હોય, તેમ તે આંખો દેખાય છે; તેવી તેની આંખોની ખૂબ સૂરતી છે તેથી તેવી આંખોથી તું જોવા તો જા; તેવી આંખોથી જોવાઈને તું જા; તેવી આંખોથી તને જોશે; તે આંખો કેવી છે તે ઉપર કહ્યું તેવી, તે તું જોજે, એમ તાત્પર્ય નીકળે છે; ને બીજું તેવી આંખોથી તે તને જોશે;

૩ 'દશપુર;' દશપુરની વહુઓ જોશે. 'દશપુરવહૂ નેત્રકૌતૂહલેથી;' (જોવાતો જા.) દશપુર નામનું શ્હેર તેની જવાન પરણેલી સ્ત્રીયો, તેનાં નેત્રનાં કૌતૂહલથી, કુતૂહલથી, નેત્રના વિભાવથી, વૈભવથી, નખરાંથી, તું જોવાતો, જા, આગળ ચાલ; તે તને સુંદર આંખોથી જુવે, એમ કરીને દશપુરથી આગળ જા; 'પારે ચાલી;' તે નદીની, ઉપર કહી તે નદીની, 'રન્તિદેવસ્યકીર્ત્તિ,' કરીને કહી તે નદીની પારે ચાલીને, પાર ઉતરીને—તે નદીની

ब्रह्मावर्ते[१], गमन करतो, कालिंद्याये पधार,
क्षेत्र क्षत्री रण जणवतुं, कौरवोनुं विचार,

---

પેલી તરફ તે નગર હશે—તેથી તે નદી પાર ઊતરીને, જ્યાં પરિચય ઘણો છે 'ભૂલતાના વિલાસે' ઇત્યાદિ; ત્યાં થઈને જા. 'દશપુર,' એનો અર્થ દશ મ્હોટાં નગર છે જે દેશમાં, એવો થાય; તે ઉપરથી એમ પણ ખરૂં કે દશ મ્હોટાં નગરનો મુલક જે નગરિ—જે રાજધાનીના તાબામાં છે તે નગર—તે દશપુર; તે ઉપર કહેલા રન્તિદેવની રાજધાની; ઘણું કરીને હમણા રંતમપુર કરીને ચંબલની ઉત્તરે છે તે હશે.

૬૯—૧ 'બ્રહ્માવર્તે;' બ્રહ્માવર્ત; એ નામનો પ્રસિદ્ધ પ્રદેશ. પાણિપતનું મેદાન પંજાબમાં છે ત્યાંનો પ્રદેશ. ત્યાં પ્રાચીનકાળથી તે અદ્યાપિ સુધી ભારે ભારે લડાઈયો થઈ છે. તે બ્રહ્માવર્ત; તેમાં કુરૂક્ષેત્ર છે. કૌરવ અને પાંડવ વચ્ચેનું મહાયુદ્ધ પણ ત્યાંજ થયેલું છે. 'બ્રહ્માવર્ત;' એ નામ પ્રથમ, બ્રાહ્મણો, ઋષિ અને ક્ષત્રી, ત્યાં આવીને વસ્યા, અને ત્યાંજ પૂર્વના વેદમંત્ર થયા, તેથી પડેલું છે. 'બ્રહ્માવર્ત;'નો માયનો એમ જણાય છે કે બ્રહ્મનો આવર્તન કરેલો દેશ. બ્રહ્મ, ઈશ્વરે, આવર્તન કરેલો, ત્યાં ઈશ્વર સાક્ષાત્ સર્વ સ્થળે પ્રકાશમાન એવો દેશ; બ્રહ્મથી વીંટાયલો પ્રદેશ; બ્રહ્મ ત્યાં સર્વ સ્થળે વ્યાપ્ત છે; એવો દેશ, અથવા બ્રહ્મા, વિધાતા, સૃષ્ટિનિયંતા, નિર્માણ કર્તા, ત્યાં વર્ત્તે છે, વસેછે તે દેશ; તે બ્રહ્માવર્ત્ત; તે પ્રદેશ આર્યોમાં પવિત્રમા પવિત્ર મનાયલો છે. તે બ્રહ્માવર્ત્ત વિષે મનુ કહેછે કેઃ—

सरस्वती दृषद्वत्यो र्देवनद्योर्यदन्तरम्॥
तंदेव निर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते॥

'સરસ્વતી, તથા દૃષદ્વતી, એ બે દેવ નદીયો વચ્ચેના, દેવનિર્મિત, દેવલોકોએ નિર્માણ કરેલા, ત્યાં દેવ આવીને વસતા તેથી, તેને બ્રહ્માવર્ત્ત કહે છે;

જ્યાં શૂરોનાં મુખ બહુ શરો, પ્રેરિ ગાણ્ડીવધારી[2],
ધારાપાતે, તું જ્યમ કમળો, વર્શી નાંખ્યાંજ મારી. ૬૧

---

૨ 'ગાણ્ડીવ'; વનવાસમાં, ઇંદ્રને ત્યાંથી યુદ્ધને સારૂ અર્જુનને બોલાવવા આવ્યું; તે વખતે અર્જુને શત્રુનો પરાભવ કરે એવા શસ્ત્રને માટે શિવની ઉપાસના તથા તપશ્ચર્યા કરવા માંડી; તેથી શિવે પ્રસન્ન થઇ આપેલું ધનુષ ગાણ્ડીવ.

અર્જુનના ધનુષનું નામ; તેને ધરનાર, તે અર્જુન, તેણે જ્યાં, બહુ શરો પ્રેરીને, ચલાવીને, શૂરાઓનાં મુખ, તું જ્યમ ધારાપાતથી, પાણીની ધારાઓ પાડીને—પડવાથી કમળને વર્શી નાંખીને કીંદકીંદ કરી નાંખે છે, તેમ બાણ, તીર વર્શોને, તીરના ધારાપાતથી, શૂરાઓનાં મુખ, તેમને મારી—મારી નાંખીને વર્શી નાંખ્યાં; મુખ વર્શી નાંખીને, મુખ ઉપર તીરની ધારાઓનો વર્સાદ વર્સાવી, ને તું જ્યમ કમળોને તારા પાણીના ધારાપાતથી વર્શી નાંખે છે—કમળો ઉપર વર્શીને કીંદકીંદા કરી નાંખે છે—છુંદી નાંખેછે, તેમ તેમને મારચા. એવા કૌરવોના ક્ષેત્ર—કુરુક્ષેત્ર—ઉપર જા; (એવુ) ક્ષત્રીનું રણ—લડાઇ—જે જણવેછે તે કૌરવોના ક્ષેત્રને તું વિચાર; વર્સાદની ધારાઓ ને બાણની ધારાઓ, તથા અર્જુનના પરાક્રમની ઉંચાઇ અને મેઘની વાસ્તવિક—પદાર્થ રૂપે ઉંચાઇના સમાન ભાવની ઉત્તુંગ કલ્પનામાં ઘણી ઉંચી જાતની કાવ્ય શક્તિ છે; ઘન જેમ આપણાથી આકાશમાં અને પરોપકાર શક્તિમાં ઉંચો તેમ ગાણ્ડીવધર પણ સર્વ મનુષ્યોથી પરાક્રમના પ્રભાવથી ઉંચો; એવો મેઘ જેટલો ઉંચો; એથી તેના ઉંચા ગુણની ઉત્કૃષ્ટતા જણાવેછે; જાણે કે શત્રુ દળમાં સર્વોપરિ થઇને ઉપરથી, પરાક્રમના તેજથી જાણે સ્વર્ગમાં—આકાશમાં ચઢીનેજ બાણ વર્સાવ્યાં હોય નહિ!

ત્યાં જઇને 'કાળિછાયે' કાળિછાયાથી; ઘણાક ક્ષત્રીયો ત્યાં મુઆ તેથી કાળીછાયાથી એમ કહેછે; શોક, ક્લેશના કારણથી; દુઃખનું રૂપ કાળું છે એવી, પૂર્વની સહજ કલ્પના છે, માટે છાયા

## त्यागीहाला[1], मन गमिरसा, रेवती लोचनाङ्का[2],

तारी काळी करीने; काळो—काळुं वादळुं—थई जईने, ते कुरु-
क्षेत्र उपर पधार; कारण के त्यां घणाक क्षत्रीओ कपाई मुआ
छे; वास्ते 'क्षेत्र क्षत्री रणजाणवतु'; एवा रणक्षेत्र उपर तुं जा,
अने तेना उपर तुं विचार—शोकथी विचार कर; कविने कौरव
पांडव वच्चे युद्ध थयुं ते घणुं पसंद होय एम नथी जणातुं;ल-
डाई वाजबी हती तो पण लडाईने वास्ते आटला बधां मनुष्यो
नो, आटला बधा क्षत्रीयोनो नाश थाय—तेना करतां न लडवुं
सारूं, नहोतुं लडवुं एम तात्पर्यार्थ देखाय छे; तेथी तेना मन-
नो वैराग्य तथा दयाभाव पण सहज जणाई आवे छे. कालि-
दासनी कवितामां अत्यंत प्रिय मने तेना हृदयनुं कोमळपणुं छे.
क्षत्रीयोनी तेना वखतमां दुर्गति, मांहोमांही कलह तथा सिन्धुनी
सरहद उपरथी शत्रुनो भय देखीने आवी आश्चर्यकारक बुद्धिवा-
ळाने एम स्वाभाविक प्रेरणा थाय के पांडव कौरवोमां कुसंप न
थयो होत तो केवी उत्तम अवस्था होत ए सहज अनुमान
थई शकेछे; कारण के ते समये गद्यमां इतिहास जेवुं कांई ल-
खवानो चाल नहोतो तोपण, इतिहास संबंधी विचार करवा
नी शक्ति तो सर्व लोकोना मनमां हती ए कहेवुं कांई वधारे
नथी. क्षत्रीयो न कपाई गया होत तो केवुं सारूं थात एवा दे-
शाभिमानी भावार्थथी आम लखायलुं हशे ते नीचेना श्लोकमां
पण जणाय छे 'त्यागी हाला' इत्यादि.

७०—१ 'हाला;' मदिरा, दारू; ते त्यागीने, तेनो त्याग करीने, तेने
छोडी दईने; ते केवी? मनने गमी रसा, मन गमती रसा, मन
गमता रसवाळी, पोताना मनने गमेला एवा रसनी भरेली;

२ 'लोचनाङ्का;' लोचनना अंक वाळी; रेवतीना लोचननुं अंक छे
जेमां, तेवी (हालानुं विशेषण) माटे 'रेवती लोचनाङ्का;' रे-
वती (बलभद्रनी भार्या.) तेना लोचन—चक्षु, तेना अंक वाळी,
चिन्ह वाळी; चिन्ह वाळी एम करीने के तेमां, तेना प्यालामां
रेवतीना लोचननुं प्रतिबिंब पडेलुं तेथी तेनी आंखना चिन्ह

बन्धु प्रीतें, समर विमुखी, लाङ्गलीयेज सेव्यां,[3]
सेवा तेवां, कारि जल तणी, सौम्य! सारस्वतीनां,[4]

વાળી; ટીકાકારો એમ તેનો અર્થ કરે છે; અથવા એવો તેનો અર્થ થાય કે રેવતીના લોચનમાં જેવું ચિન્હ છે તેવું ચિન્હ છે જેમાં, તેવી; એટલે રેવતીના લોચનમાં ચિન્હ, લક્ષણ છે તેવી; રેવતીના લોચનમાં જેવો ચળકાટ છે તેવો તેમાં પણ છે માટે રેવતીના લોચન જેવી; (ચળકતી;) તેથી તેના આશકને પ્રિય; વાસ્તેજ બલભદ્રને પ્રિય એવી (હાલા) તેનો ત્યાગ કરીને; તેથી છોડવાને વિષમ; એવી. (તેને પણ છોડીને—વિરાગથી, તુચ્છ કરીને;)

૩ લાઙ્ગલી;' લાઙ્ગલ, એવું, હળનું(શહેરી શબ્દ. હોળ;)નામ છે; તેને 'ઇન્' ધારણ કરનાર, વાળો, એવો અર્થ બતાવનાર પ્રત્યય લાગ્યો;એટલે'લાઙ્ગલી;'હલ ધરનાર,હલ ધર,હલભૃત,—એ બલદેવનું નામ;એ ત્રણ રામમાંનો એક રામ છે; રામચંદ્ર,પર્શુરામ, અને બલરામ;શ્રી કૃષ્ણનો ભાઈ;તે બલરામને હલનુ આયુધછે.માટે તેને હલધર કહેછે.(તેના શરીરનો રંગ ઘણો ગોરો હતો.)તેહલધર, પ્રિય એવી 'હાલા' ને ત્યાગીને, 'બન્ધુપ્રીતે;' બન્ધુની પ્રીતથી, કૌરવ પાંડવો,બળરામના તથા શ્રીકૃષ્ણના સંબંધી તેથી,બન્ધુ પ્રીતે; આ માંહિ માંહિ શું કરવા લડી મરે છે; એમ તિરસ્કારથી વિરાગ આણીને, 'સમર વિમુખી;' સમરથી વિમુખી; સમર; રણ સંગ્રામ, યુદ્ધ (કુરૂયુદ્ધ)—કૌરવ પાંડવો વચ્ચેની લડાઈ—તેથી વિમુખ થયેલા એવા (લાંગલીનું વિશેષણ)—તે લડાઈથી કંટાળો આણીને વૈરાગ્ય પામીને નિકળેલા એવા હલભૃત, તેણે સેવ્યાં, સેવલાં, એટલે, વંદન પૂજન કરીને સ્નાન કર્યું જેમાં એવાં(જલનું વિશેષણ;) કૌરવ પાંડવોની લડાઈથી કાયર થઈને વૈરાગ્યમાં બળરામ યાત્રા તથા તપ કરવા નિકળ્યા એ પ્રસિદ્ધ કથાછે.

૪ 'સારસ્વતીનાં;'સરસ્વતીનાં,સરસ્વતી સંબંધીનું, સરસ્વતીને લગતું, વળગતું, તે સારસ્વીતું. એવું તાદ્ધતરૂપ; સરસ્વતીનું, તેને બદલે

शुद्धात्मा तुं, थइश जलदी, कृष्ण तो आकृतीमां. ७०

સારસ્વતીનું એવો શબ્દ કવિતાની છૂટ લઈને લખ્યો હોય તો પણ સમજાય તેમ છે તેથી તેવી છૂટથી એ નદીનો શબ્દ ઉપયોગમાં આણ્યોછે. સરસ્વતી નદી હિમાલયના દક્ષિણના ભાગમાંથી નીકળીને મેદાનમાં પડે છે; કુરૂક્ષેત્રના વાયવ્ય ખુણા તરફ વહે છે; અને રેતીમાં સમાઈ જાય છે. તે સરસ્વતીનાં જલની, 'તેવા' (ઉપર કહ્યાં તેવા) વૈરાગ્ય પામેલા લાડ઼ગળીએ સેવેલા—પૂર્વકાળથી પવિત્ર—તેથી પાવન કરે એવાં જલની તું સેવા કરીને, પૂજીને, હે સૌમ્ય! હે સુંદર ગંભીર શ્યામ કાન્તિમાન્! સૌમ્ય, એટલે સુંદર તથા ગંભીર, એવા પ્રતાપવાન મેઘ! તું પણ ત્યાં જઈને 'જલદી' જલદીથી, તરતજ 'શુદ્ધાત્મા' થઈશ; શુદ્ધ આત્મા, પવિત્ર આત્મા, શુદ્ધ—પાપથી વિમુક્ત, હૃદયવાળો થઈશ; તેવા પવિત્ર જલ પાસે જઈને; તેની સેવા કરીને; અથવા તેમાં સ્નાન કરીને; તું પુણ્યાત્માથઈશ; (એવાં પવિત્ર, પ્રાચીન ધર્મના વિચાર કરાવનારાં સ્થાન આગળ જઈને, તે ઠેકાણે, મન પવિત્ર થાય, એમાં કાંઈ આશ્ચર્ય નથી;) તું પણ એવી પવિત્ર નદી આગળ જઈ શુદ્ધ આત્મા વાળો થઈશ અને 'કૃષ્ણતો આકૃતીમાં;' આકૃતીમાં, દેખાવમાં, દેખાવામાજ—આકારમાંજ, છબીજ તારી માત્ર કાળી; તારી આકૃતી, તારો બહારનો, શરીરનો રંગજ માત્ર કાળો તો રહેશે; નહિતો અંતઃકરણ અને જીવાત્મા તો શુદ્ધ પવિત્રજ થશે. (આ ઠેકાણે કૃષ્ણ શબ્દ કેવા અર્થમાં વાપર્યો છે તે કાંઈ નિશ્ચયથી કહેવાતું નથી; 'કૃષ્ણ' તે શ્રી કૃષ્ણને પણ લગાડે એવો ઊંડો મર્મ હોય; કારણકે, રંગે કાળો તેવુ મન પણ—એવે અર્થેકૃષ્ણ, એમ કરીને તો એ શબ્દ ન વાપર્યો એમ શંકા માત્ર થાય છે; તે વિષે ખરેખરૂં કોઈ ન કહેવાય; સંબંધે ભાવાર્થ બેસતો આવે છે કે કૃષ્ણ જેવો કાળો તું શરીરને રંગે તો રહીશ—છે—પણ મનનો તો પવિત્ર થઈશ એટલે આત્મા તો બળરામ જેવો શુદ્ધ રહેશે.

## त्यांथी जाजे, तुं कनखलें ज्यां उतरे शैलराजे,

---

૭૧—૧ 'કનખલ' પુરાણમાં કહેલું પ્રસિદ્ધ તીર્થ. તે હરદ્વાર પાસે દોઢેક ગાઉ ઉપર છે. હાલ ત્યાં એક ગામડું છે તેનું નામ કનખલ છે. ત્યાં આગળ ગંગા પર્વત ઉપરથી ઉતરે છે; તેથી તેનું એટલું બધું માહાત્મ્ય છે; ગંગા, હમણાં તે ઠેકાણે પર્વત ઉપરથી ઉતરતી નથી; હરદ્વાર પાસે ઉતરે છે; ઓગણીસશેંહ વર્ષમાં તેણે પોતાના પટમાં એટલું અન્તર પાડ્યું હોય એમ જણાય છે.

તે કનખલ, જ્યાં 'શૈલરાજ' શૈલ=પર્વત; પર્વતનો રાજા, હિમાલય; ત્યાંથી ઉતરીને જ્યાં જન્હૂકન્યા—ગંગા (નીચેની ટીપ જોવી.) મેદાનમાં પડે છે તે ઠેકાણે તું જજે.

તેનો મહિમા એવો ચલાવેલો છે કે-

खलःकोनात्रमुक्तिंवै भजते तत्र मज्जनात् ।
अतःकनखलंतीर्थंनाम्नाचक्रुर्मुनीश्वराः ॥

આ શ્લોકની શૈલી ઉપરથી તે છેક નવો બનાવીને મુક્યો હોય એમ પ્રત્યક્ષ દેખાય છે. આગળ કદાપિ તેનું માહાત્મ્ય હશે પણ આવું પાપ ભરેલું હોય એમ લાગતું નથી. તેનો અર્થ 'કિયો ખળ, આ ઠેકાણે નાહ્યાથી, મુકિત નથી પામતો? ખળ, દુષ્ટ ઠગારો, હોય તે પણ તે ઠેકાણે નાહ્યાથી મુકિત પામેછે, તેથી કરીને મુનીશ્વરોએ!! તેને કનખલ તીર્થ કહ્યું છે.'

ગંગાદ્વાર માહાત્મ્ય.
સ્કંદપુરાણ.

હરિવંશમાં પણ એવો શ્લોક છે કે.

गंगा द्वारं कनखलं सोमेवै यत्र संस्थितः

ગંગાદ્વાર, કનખલ, તથા સોમ, ચંદ્રમા જ્યાં રહેલો છે. ચંદ્રનું ઘર ત્યાં માન્યું હશે. શિવની સંન્નિધ તેથી.

जन्हु कन्या, सगर तननी, स्वर्ग नीसांणि साचे,

---

૨ 'જન્હૂકન્યા;' જન્હૂની કન્યા, પુત્રી; ગંગા; જન્હૂ, નામના મુનિની પુત્રી; તે ઉપરથી—જાન્હવી; તે મુની તપશ્ચર્યા કરતા હતા તેવામા ગંગાનું પાણી આવ્યું તેથી તેના ધ્યાનમાં વિઘ્ન થયું એટલે તે પ્રવાહનું જળ પી ગયા; પણ પછીથી પરિતાપ થયો અને નદીને પોતાના કાનમાંથી વેહેવા દીધી તેથી તેની કન્યા. તે જન્હૂની કન્યા જે ઠેકાણે હિમાલય ઉપરથી ઉતરે છે તે 'કનખલ તીર્થ' તું જજે. વુઈલસન કહેછે કે આ ઠેકાણે કવિએ હરદ્વારના તીર્થનો મહા મહિમા ગણાય છે તોપણ તેનું નામ નથી લીધું અને તેને બદલે કનખલનું વર્ણન કર્યું છે એ જરા આશ્ચર્ય કારકછે; મત્સ્ય પુરાણમાં લખ્યું છે કે—

सर्वत्रसुलभागड्गा त्रिषुस्थानेषुदुर्लभा ।
हरिद्वारे प्रयागेच गड्गासागर संगमे ॥

'બીજે બધે ઠેકાણે ગંગા સુલભ છે—મળવી સેહેલી છે—એટલે ગંગા ક્યાં છે અને કેઈ તે જાણવી સેહેલી છે; પણ ત્રણ સ્થાને તેમ નથી; એક-હરિદ્વાર, પ્રયાગ, અને ગંગાસાગર સંગમે—સાગર સંગમ આગળ, સાગરને મળે છે ત્યાં આગળ ગંગા દુર્લભ છે, જણાવવી કઠણ છે; વતી 'કહાડવી સેહેલી નથી: એમ કહેવાનું કારણ એમ લાગે છે કે, હરિદ્વાર સુધી જવું કઠણ અને જઈને પણ ગંગાના તટ સુધી પ્રયાસ કરીને પોહોચવું કઠણ; પ્રયાગ આગળ ગંગા યમુનાનો સંગમ એટલે ગંગા કેઈ તે વર્તી કહાડવી કઠણ અને સમુદ્ર આગળ તેનાં મુખ ઘણાંછે તેથી આ મુખ તેજ ગંગા તે જાણવું કઠણ, વાસ્તે તે ત્રણ ઠેકાણે ગંગા દુર્લભ એમ કહી.

એવો શ્લોક મત્સ્ય પુરાણમાં હોય તોપણ તેથી હરિદ્વારનું નામ ન લેતાં કનખલનું કેમ દીધું તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી; કારણ કે, તે વખતે, હરિદ્વારનું એટલું માહાત્મ્ય નહિ ગણાતું હોય; એમ પણ હોય: જેમ જેમ કાળ જતો ગયો છે

गौरी[3] वक्त्र भ्रुकुटि रचना, जे हरी ब्रह्मादि फेने,

---

તેમ તેમ નવા નવા તીર્થ, અને તેના નવાં નવાં માહાત્મ્ય પણ થતા ગયા છે. કોઈ પણ બુદ્ધિમાનના માન્યામાં એમ આવે કે નર્મદા, મહી, અને સાબરમતીનો મહિમા ગંગા જેવો મનાય? પણ પૈસાના લોભી નિરુદ્યમ લોકને ઠગનારા સુતરની દોરી ઘાલીને બ્રાહ્મણ કહેવરાવનારા ભિક્ષુકોએ તેમ અજ્ઞાત મુર્ખોને મનાવેલું છે; અને 'કનખલ' નો મહિમા તો પ્રાચીનકાળનો હોય એમ જણાય છે કારણ કે, ગંગા દૂર પડવાથી, તેજ નામનું 'કનખલ' તીર્થ ગોદાવરીને ગંગા જેવી પવિત્ર મનાવીને, ભીખારીઓએ, ઘણા કાળથી નાશિક આગળ પણ ઠરાવી બેસાડયું છે.

તે જાન્હવી, તે જાણે સગર તન, (અપ) (સ.તનય), સગરના છોકરા, તેમને સ્વર્ગે—સ્વર્ગ ઉપર આકાશમાં એટલે ઊંચે લઈ જનારી નિસરણીજ! નદીની લહેરોને પગથિયાંની હારો કલ્પીને આવી કલ્પના ઘણી રમણીય છે. સગરના છોકરાને ગંગા સ્વર્ગમાં લઈ ગઈ તેની કથા એમ છે કે, સગરે અને તેના પ્રપૌત્ર—પૌત્રનો પુત્ર--ભગીરથે (તે ઉપરથી ગંગાનું નામ ભાગીરથી) ઘણાંક તપ કરી સ્વર્ગગંગા—આકાશ ગંગાને—સ્વર્ગમાંથી ભૂમિ ઉપર આણી અને સગર રાજાના ૬૦,૦૦૦ પુત્રોની ભંસ્મ તેમાં ધોવાઈ તેથી તેમના આત્મા પાવન થયા, અને સ્વર્ગે ગયા. સગરના પુત્ર, અશ્વમેધ કરવાના ઘોડાના શોધમાં ફરતા હતા, તેવામાં તેમણે કપિલ મુનિના ધ્યાનમાં ભંગ કર્યો, તેથી કપિલના ક્રોધથી તે સ્વર્ગે પહોચતા નહોતા; ગરુડના કહેવા પ્રમાણે ગંગાના પાણીથી તેમની મૃત્યુ ક્રિયા થાય તો એ સ્વર્ગે જાય એમ હતું; તેને માટે, સગરે, (અયોધ્યાનો રાજા) તેના પુત્ર અનસુમને, તથા તેના પૌત્ર દિલીપે ઘણું તપ કર્યું પણ કાંઈ વળ્યું નહિ;તે સમયે ગંગા સ્વર્ગમાંજ વહેતી હતી;ભગીરથે મહાતપશ્ચર્યા આદરી ત્યારે ગંગા ભૂમિ ઉપર આવી; તેનો ભાર ઝીલવાને પૃથ્વી અસહમાન હોવાને લીધે, ભગીરથે શિવની પ્રાર્થના કરી તેથી શિવે તેને પોતાના માથા ઉપર ઝિલી લીધી અને તે કહિંક કાળ સુધી તો તેની જટાઓમાંજ ફર્યાં કરી,—પછી પૃથિવી ઉપર પડી. રામાયણના પહેલાજ કાંડમાં આ વાતછે.શ્લોક ૩૨ થી ૩૫ સુધી.

૩ 'ગૌરીવક્ત્ર;' ગૌરી; પાર્વતી, તેનું વક્ત્ર, તે ગૌરી વક્ત્ર;વક્ત્ર એટલે

शम्भू केश ग्रहण करि के, मोज-हस्ते शशीने. ७१

મુખ; પાર્વતીના મુખની ભ્રુકુટિ, તે 'ગૌરીવક્ત્ર ભ્રુકુટિ,' તેની ર-ચના, તે, 'ગૌરીવક્ત્ર ભ્રુકુટિ રચના;' ગૌરીના મુખની ભ્રુકુટિ—ભમર—વાંકી, કમાનદાર ભમર, તેની રચના, તેનું માંડવું, સ્વ-ભાવથી હોય તેનાથી જુદી તરેહનું કરવું, બનાવવું; તેને આડ-કતરાતી તીછી નજરે જોતી હોય તેવી કરવી; એટલે ભમર બે સંકોચીને, સાધારણ રીતે, તલેખું ચહડાવીને—ભ્રુકુટિની સ્થિતિ જુદા પ્રકારની કરવી; વાંકાઈમાં દ્વેષ આણીને ઈર્ષાથી નીચી આંખે આડકતરાતું જોવું.

હું આ બેઠી છું ને વળી આ બીજી કોણ આવી એમ જાણીને ગંગા ઉપર પાર્વતી ઈર્ષા આણીને જુવે છે તેને 'ફેને' હશી ક-હાડીને. 'ફેન' એટલે ફીંણ, નદીનું ફીણ, તેનાથી હશી કહાડીને એટલે એવી ઉત્પ્રેક્ષા છે કે ગંગાનું ફીંણ છે તે જાણે તેનું હ-સવુંજ ન હોય! એટલે ફીંણથી તે જાણે પાર્વતીની વક્રભ્રુકુટિને હશીજ ન કહાડતી હોય! એમ દેખાય છે. નદીમાં ફીંણ આવેછે, અને તેનો હસવા જોડે સમાન ભાવ દર્શાવવો એ ઘણું સ્વા-ભાવિક દેખાય છે; જેમ માણસ હસે છે ને તેના મોહ ઉપર કરોચલીની હારો પડેછે, તેમ પાણીની લેહેરો પડીને ફીણ આવેછે તેની સાથે હસવાને સરખાવ્યુંછે. અને હરેક શુભ વસ્તુનો રંગ ધોળો અસલથી કલ્પાયલો છે; અને ફીણ પણ ધોળુંજ હોય છે; તેજ પ્રમાણે શોક અને કલેશનો રંગ કાળો તે પણ સહજ કલ્પના છે; અને તેજ ઉપરથી આજ સુધી શુભ કાર્યમાં કાળાં લુગડાં પહેરવાં તે અશુભ તથા ખોટું મનાય છે અને તેજ કારણથી શોકમાં કાળી પાઘડી, બીજા દેશોમાં કાળાં લુગડાં, કાળા-પટા ઘાલવાનો ચાલ છે. એ માણસની સાથે જન્મેલી કલ્પનાછે.

તેને ફીણથી હશી કહાડીને, 'શંભુ,' શિવ, તેના કેશનું એટલે વાળનું ગ્રહણ કરીને, શિવના વાળમાં થઈને ગંગા આવે છે તેથી; એટલે ગંગાના મોજ તેના હાથ કલ્પ્યા; હાથ જેમ કોઈ

तर्को वांको, सुरगज पठे, व्योम पूर्वार्धलम्बी[1],
तेनुं स्वच्छ स्फटिक[2] सरखुं, पाणि पीवा तुं थम्भी,

---

પકડવાને ઊંચા ઉછળે છે તેમ તેના મોજવાળ પકડવાને ઉછળે છે ( તેમાં પાણી ધોળું એટલે હાથના ગોરા રંગનો પણ વિ-ચાર આવે છે; )—તેમ વાળનું ગ્રહણ કરીને, વાળ પકડીને આખરે શશિ, મહાદેવના માથા ઉપર મુકુટ રૂપે ચંદ્ર રહ્યો છે તેને લેછે; મોજ, મોજા રૂપી હસ્તથી પકડી લે છે; લઈ લેછે; શિવના મુકુટને, ચંદ્રને પોતાના કબજામાં લેછે; એટલે શિવને પોતાને વશ કરી લેછે.

૭૨—૧ 'વ્યોમપૂર્વાર્ધલમ્બી'; વ્યોમમાપૂર્વના અર્ધથી લમ્બી; વ્યોમ= આકાશ; આકાશમાં પૂર્વના અર્ધથી લમ્બી; લમ્બી, લાંબો; લમ્બ= લંબાઈ તેને ' ઇન્ ' પ્રત્યય લાગ્યાથી પ્ર. એક વચન, લમ્બી= લમ્બાઈવા-ળો; લાંબો. પૂર્વાર્ધલમ્બી; પૂર્વનો આગળનો, અર્ધ, અર્ધભાગ લાંબો છે, લાંબો થએલો છે જેનો (એવો તું ); આકાશમાં તારો આગળનો અર્ધો ભાગ લાંબો થયેલો; એટલે તારો આ-ગળનો ભાગ લાંબો કરીને નીચે નમીને વાંકો થઈને ' સુરગજ ' એટલે સુર, દેવ, તેનો હાથી; દેવના હાથી જેવો; તારૂં હસ્તીનું રૂપ છે ( 'હસ્તી રૂપે ઘનનગશિરે' ઈત્યાદિ. શ્લોક. ૩ જોવો. )— એ આગળ કહેલું છે—અને વળી આકાશમાં, એટલે દેવલોક-ના હાથી જેવો;—પ્રત્યેક દિગ્પાળ, દિશાના રક્ષણ કરનાર દેવની સાથે એક એક હસ્તી નિર્માણ કીધેલો છે; તેવા કોઈ દિગ્ગજ, એકાદ દિશાના હાથી જેવો; આકાશમાં માટે સ્વર્ગના હાથી જેવો તું, કદી વાંકો નમીને,

૨ ' સ્ફટિક સરખું;' સ્ફટિક મણિ; સ્ફાટીક. એક જાતનો ધોળો સાફ પારદર્શક પત્થર; એવા લંબગોળ પત્થર નર્મદાની રેતીમાં થાય છે તે મહાદેવ ગણી પુજાય છે તે બાણ કહેવાય છે. તેને સ્ફાટીકના મહાદેવ કહે છે. બીલ્લોર; ( મતલબ કે ) હીરા જેવું ચળકતું ચોખ્ખું, સ્વચ્છજળ પીવાને; આગળથી વાંકો નમીને, 'ત્યાં થ-

तो दीसे ते, सरति सलिले, तारि छायाथि पोते,
अस्थाने[३] शुं, मळिज यमुना सङ्गमे शोभि जोते. ७२
बेठेला ज्यां, मृगथि पसरी, नाभिगन्धे[१] शिलाओ,

---

ભી', થોભીને તેનું એવું સ્વચ્છ પાણી પીવાને કદી તું 'તર્કે,' તર્ક કરે, ઇચ્છા કરે, મન કરીશ તો,

૩ 'અસ્થાને'; સ્થાન વગર; અ=નહિ; અસ્થાન, સ્થાન જ્યાં નહિ ત્યાં; સ્થાન નહિ તે ઠેકાણે; તે ઠેકાણું મળવાનું નથી, તે ઠેકાણે ગંગાનો અને જમનાનો સંગમ નથી તોપણ, તે સ્થાને જાણે ગંગા યમુનાનો મળી ન હોય તેવી તે શોભશે. 'સરતિ સલિલે'; સલિલ, પાણી, પાણીથી સરતી, ચાલતી (ધાતુ, સર, ચાલવું.) હીંડતી, વહેતી; પાણીથી વહેતી એવી (જાન્હવી) તારી છાયાથી, તારી શ્યામ છાયાથી, જાણે સ્થાન વગર, બીજે ઠેકાણે, જે ઠેકાણે મળે છે, મળવી જોઇએ, તે ઠેકાણે નહિ પણ બીજે સ્થાને, જાણે યમુનાને મળી ન હોય એવી—તે વખતે, તું પાણી પીવા નમીશ, અને તારી સામળી છાયા પાણીમાં પડશે, તે સમયે,—તે જન્હુ કન્યા, તેવી, દેખાશે; એટલે ગંગાને યમુના મળતી વખતે, મળે છે તે સ્થળે, જેવું દેખાય છે તેવો દેખાવ દેખાશે; તારી સામળી છાયાને લીધે; એમ છે કે જમુનાનું પાણી કાળું અને ગંગાનું સ્વચ્છ સફેત તેથી એ બન્નેના સંગમ આગળ એવો દેખાવ થાય છે. જમુનાનું પાણી કાળું દેખાય છે તેનું કારણ એ છે કે તેનું પાણી ઘણું નિર્મળ છે તોપણ તેની રેતી કાળી છે તેથી તેનું રૂપ સામળું દેખાય છે. 'મળિ યુમના સંગમે શોભિ જોતે' જોતે, જોવામાં, જોવાથી તે (ગંગા) યુમનાના સંગમથીજ જાણે શોભી (એવી દેખાશે.) 'તર્તે' તર્ત, તું જેવો પાણી પીવાને વળીશ, ને તારી છાય પડશે કે, તર્ત, એવી, એ પ્રમાણે દેખાશે.

૭૩—૧ 'નાભિગન્ધે;' નાભિનાગન્ધે=નાભિગન્ધે; (તત્પુરુષ.) નાભિ,

तेनो कर्ता[२] अचल हिमथी गौर ते पामि आवो,
तेने शृंगे, गति श्रम तणा टाळनारे रही ले,
शोभा शुभ्र त्रिनयन वृषे[३] उखडी माटिनी ले, ७३

वायू वाते शिखर विफरयो, डाळि संघट्टने[१]जे,

---

ડુંટીનોગન્ધ, સુવાસ; નાભિમાં કસ્તૂરી તેથી; કસ્તૂરિયામૃગ વિપે કહેછે; પહાડની શિલાઓ ઉપર બેઠલા મૃગથી નાભિગન્ધિ પસરેલી શિલાઓ જ્યાંછે; એટલે પર્વત—હીમાચલ—ઉપર બેઠેલા મૃગની નાભિમાં કસ્તુરી તેથી સુવાસમય થયેલી શિલાઓ જ્યાં પસરેલીછે; ( એવા. )

૨ 'તેનો કર્તા;' તે શિલાઓનો કર્તા, ઉત્પન્ન કરનાર, પેદાકરનાર, એટલે પહાડ, હિમાલય; તે અચલ=પર્વત—ચળેનહિ તેથી અચળ; હિમ, બરફથી ગોર, સુંદર ગોરો—ધોળા રંગનો, તેને પામીને, એટલે ત્યાં પહોચીને, તેને શૃંગે; શૃંગ=શિંગડું, પર્વતનું શિંગડું તે, શિખર; તે પર્વતના શિખર ઉપર;' ગતિશ્રમ;' ગતિ, ચાલવું; ગતિના શ્રમથી; હીંડવાના, મુસાફરીના પરિશ્રમને, થાકને ટાળનાર, મટાડનાર, ઉતારનાર તેનું શૃંગ, તેના શિખર ઉપર રહીને, આવીને બેશીને;

૩ 'ત્રિનયનવૃષે;' ત્રિનયન=શિવ, ત્રણછે નયન જેને, તે, ત્રિનયન ( બહુવ્રીહિ ) તેનો વૃષ, આખલો, પોઠિયો; શિવનો પોઠિયો; તે શુભ્ર, ધોળો; ધોળો શિવનો પોઠિયો; તેનાથી ઉખડેલી, તેણે ઉખેડેલી માટીની શોભા લે;કારણ કે માટી કાળી અને તારો રંગ પણ કાળો; અને તે મહાદેવના પોઠિયાને ફરવાનું સ્થાનછે; કારણ કે શિવનું સ્થાન ત્યાં આગળછે; તે ત્યાં ફરતો ફરતો શિખર ઉપર આવ્યો હોય ને તેણે માટી ઉખેડેલી હોય ને તે માટી બરફથી ધોળા હિમાદ્રિ ઉપર જેવી શોભે તેવો તું તેના શિખર ઉપર શોભીશ; માટે કહ્યું કે તેવી માટીની શોભાતું લે.

૭૪—૧ 'સંઘટ્ટને;' ડાળિયોના—વૃક્ષની ડાળિયોના સંઘટ્ટનથી; સંઘટ્ટન,

જ્વાળે બાળે, અચલ ચમરી વાળના ભાર સ્હેજે,
અર્થી એવો, સહુ શમવવો, વારિ ધારા હજારે,

---

(ધાતુ. ધટ્ટ = મળવું, પરસ્પર અથડાવવું;) ડાળિયોના વાર'વાર અથડાવવાથી; (મૂળ ગ્રંથમાં, સરલ નામના વૃક્ષની ડાળો અથડાવવાથી એમછે; સરલ—એક જાતનું મ્હોટું દેવદારનું ઝાડ; પણ પર્વત ઉપર સામાન્ય રીતે વૃક્ષની ડાળીયો અથડાવવાથી એમ લખ્યું હોય તો કાંઈ હરકત નથી તેથી એટલો સરલ શબ્દ મુકી દીધોછે.)

વાયુ વહાવાથી વૃક્ષોના ડાળા એક બીજાને વારેવારે અથડાવવાથી મ્હોટા અવાજ થાયછે અને તેથી પ્રગટ થયેલો અને વિફરેલો વશમાં ન રહે તેમ ફેલાયલો, (અગ્નિ.)

૨ 'ચમરી;' જેના વાળના ચમ્મર, ચમરીયો થાયછે તે ગાય; તે ગાયને 'ચમરી' કહેછે; ચમરી ગાય; એ હિમાલય ઉપર થાયછે એ પ્રસિદ્ધછે. તે ગાયોના વાળના ભાર, સહેજમાં જ્વાળાથી બાળીમુકે એવો, અગ્નિ, હજારો વારિધારા, પાણીની ધારાઓ પાડીને તારે શમાવીદેવો, ઓલવીનાખી શાન્ત પાડવો. અગ્નિ લાગે એટલે ગાયો ગભરાઇને આમતેમ દોડે તેવામાં પુછડામાં પડતા તેના વાળ બાળી મુકે એવો મહા વિકરાળ અગ્નિ—આ પર્વત ઉપરના દવાગ્નિનું વર્ણનછે—બહુ વરસાદ વરસાવીને ટાઢો પાડી નાંખવો; એ પર્વતને એક પીડામાનીછે; તેથી કહેછે કે શ્રેષ્ઠ—મ્હોટા લોકોની સંપત્તિ, ધન મિલકત, 'દુ:ખી પીડા'નું શમનજ ફળેછે. દુ:ખીની પીડાનું શમનજ ફળેછે. સત્પુરૂષની સંપત્તિ દુ:ખી પ્રાણીની વિપત્તિના શમનનુંજ, શમન રૂપી ફળ આપેછે. મ્હોટા માણસોની સંપત્તિનું ફળ એજછે, એજ થાયછે; તેવાની સમૃદ્ધિનું ફળ નિત્ય એજ હોયછે. માટે તારી સંપત્ જલછે તે તું સંકોચ રાખ્યા વગર મોકળેમને વરસાવજે, જળદાન દેજે, એટલે પર્વતનો અગ્નિ, તેનો પરિતાપ, શમીજશે. મેઘ-

दुःखी पीडा शमन फळतो श्रेष्ठ संपत्ति भारे. ७४

जे क्रोधेथी, तडप भरता, स्वाङ्ग[1] भङ्गार्थे त्यां ते,
मूक्ये रस्तो, तरत शरभो[2], मेघ ओळंगवा ते,

---

દૂતના થયેલા ગુજરાતી ભાષાન્તરની ટીકામાં આ ઠેકાણે સુકત કહ્યુંછે કે કાલીદાસમાં આવા ધર્મ સંબંધો તથા નીતિના સૂક્ષ્મ વિચારથી નીકળેલા વચન વારંવાર જોવામાં આવેછે. આ શ્લોકમાં જેમ ધર્મનો ગંભીરસાર વિચાર દર્શાવ્યોછે તેમ નીચેના શ્લોકમાં નીતિનો બારીક વિચારછે. એવાં અનુભવ અને સૂક્ષ્મ બુદ્ધિના વચન વિષે (શ્લોક ૨૭ ટીકા ૪ નો છેલ્લો ભાગ જોવો)

૭૫—૧ 'સ્વાઙ્ગ;' સ્વ+અંગ=સ્વાંગ; પોતાનું અંગ; પોતાના અંગના ભંગને અર્થે, એટલે પોતાનું અંગ ભાગે, પોતાના અંગના કડકેકડકા થઈ જાય, પોતાના અંગના વિનાશને માટે; પોતાનું સામર્થ્ય જાણ્યાવના ઉન્મત્તપણાથી પોતાનાજ વિનાશને માટે; અર્થાત્—પોતાનો નાશ થશે તે જાણ્યાવના મદથી, 'જે તને પોતાના સમાન આકાશમાં ઉડતો—ચાલતો જોઈને, 'જે ક્રોધેથી' જે ક્રોધ કરીને તડપ ભરતા (એવા) (શરભોનું વિશેષણ.)

૨ 'શરભો;' 'શરભ' નામનું એક જાતનું કલ્પિત પક્ષી. તેને આઠ પગ ધારેલા છે, તેને ઘણું હઠીલું અને મત્સર ભરેલું માનેલું છે; તીડ; તે, જો કદી તને, 'મૂક્યે રસ્તો;' તેનો રસ્તો મુક્યો છે, તેને ઉડવાનો માર્ગ તેં મુક્યો છે, રાખ્યો છે તો પણ, એટલે, તું તો તેના ઉડવાના રસ્તા કરતાં ઘણો ઊંચો છે, તો પણ જો કદી, તે તને પહોંચવાને, તારી ઊંચાઈને, ઉન્નતિને, પહોંચવાને; તારી બરાબરી કરવાને ઉંચી તડપ ભરે તો, તેને તું ગાઢ, ઘણા જાડા, જથાબંધ, ભારે જોરથી, કરા વરશીને તે શરભોને તુંપેર એર,' પેરણ એરણ, કરી નાખજે; મારીને વિખેરી નાખજે; કારણ કે,

तेने कर्जे, वराशि तुं करा गाढथी वेर खेर,
को ना पामे, विफल कृतिथी,[3] सौ तिरस्कार झेर? ७५

त्यां देखीतो, शशिधर[1] पद न्यास छे पत्थरे ते,
नित्ये सिद्धे,[2] विधि थकि पुज्यो, भक्तिथी तुं फरे ते,

---

૩ 'વિફલ કૃતિથી;' વિ=નહિ, ગયેલું; વિફલ=નિષ્ફલ; વગર ફ-ળની, અફળ કૃતિથી; નકામા, નિર્થક કાર્યથી; જેમા કાંઇ ફળ થવાનું નથી એવા કામથી, કોણ, કિયો પ્રાણી—કિયો માણસ—(એવો અર્થ લેવો) 'સૌ તિરસ્કાર,' બધાનો તિરસ્કાર, સર્વ મ-નુષ્યનો તિરસ્કાર, તિરસ્કાર રૂપી ઝેહેર, નથી પામતો? સર્વે તેવા માણસનો તિરસ્કાર કરે છે. જે માણસ મહથી મુર્ખતાનું વ્યર્થ કાર્ય કરે છે તેને સકલ જગત્ ધિક્કારે છે.

૭૬—૧'શશિધર;' શશિને ધરે છે—ધારણ કરે છે તે, શશિધર; (બહુવ્રી-હિ.) શશિ, ચંદ્ર; શશિધર=મહાદેવ; શિવના માથા ઉપર અર્ધ ચંદ્રનો મુકુટ છે તેથી તેને શશિધર, અર્ધેન્દુમૌલિ, ઇત્યાદિ ક-હે છે. (શ્લોક ૧૧ ટીકા ૧ શ્લોક ૬૩ ટીકા ૩; તથા શ્લોક ૭૧ ટીકા ૬નો છેલ્લો ભાગ જોવો.) તેનું પદ, પગલું; તે પગલા-નો ન્યાસ (શ્લોક ૫૧ ટીકા ૭ જોવી) મુકવું, પગલું, પાડવું; એટલે શશિધરનું પગલું ત્યાં પડેલું છે; ત્યાં—હિમાદ્રિના શિખર ઉપરના ભા-ગોમા શિવનું પગલું છે; તે દેખીતું છે; ઉઘાડું આંખે દેખાય એવું છે; તે પ્રત્યક્ષ પદન્યાસ, પથ્થર ઉપર, એક શીલા ઉપર છે;

૨ 'સિદ્ધે;' સિદ્ધ; શિવ ભક્ત કિન્નર, (શ્લોક ૧ ટીકા ૩, શ્લોક ૨૦ ટીકા ૩ જોવી) તેમણે તે પગલાને નિત્યે પૂજેલું છે; સિદ્ધો તે પગલાનું વિધિ થકી—ગન્ધ પુષ્પના નિયમિત પ્રકારથી પૂજન કરે છે, તેને તું ભક્તિ થકી, મનમાં ભાવ આણીને, ફરજે; નમ્રથઇ-ને સન્માનથી તેની પ્રદક્ષિણા કરજે; (કારણ કે,) તે પગલાને પૂ-જનારા, અર્થાત્ શિવના ભક્ત જે શ્રદ્ધાળુ, વિશ્વાસ વાળા હોય

જેને દીઠે, શરિર પડતે, ધોયલાં પાપ જેનાં,
પ્રાપ્તી યોગ્ય સ્થિર ગણપદે[2], થાય શ્રદ્ધાળુ તેના. ૭૬

શબ્દો ચાલે મધુર અનિલે[1] પૂરિયા વાંસમાંથી,
ભેગી લાગી, ત્રિપુર[2] જયતે, કિન્નરી ગાય ત્યાંથી,
તારું બોલ્યું, વિવર[3] પડતે, થાય જો તે મૃદંગ,

---

છે તે, અને ભક્તિથી જેમનાં પાપ ધોવાયલાં, ધોવાઈ ગયેલા હોય છે તે, શરીર પડ્યા પછી, મૃત્યુ થયે, તે પગલાના દર્શનથી સ્થિર-નિત્ય, સ્થાયી, અચલ, 'ગણ પદે' શિવના ગણ પદે, ગણની પદવીએ પ્રાપ્ત થવાને યોગ્ય થાય છે; તેના દર્શનથી શ્રદ્ધાવાન્ લોક શિવના ગણની પદવીની પ્રાપ્તિને યોગ્ય થાય છે; મતલબ કે, તેમને ગણની પદવી મળેછે; ગણ તેશિવના અનુચર;

૭૭—૧ 'અનિલ, પવન; પર્વતમા પવનથી પૂરાયલા, ભરાયલા—પવન આવીને માહિ ભરાય તેથી[?] વાંસમાંથી, મધુર, વાંસળી જેવા શબ્દો ચાલે—ચાલે છે;

૨ 'ત્રિપુર'; ત્રણપુર; ત્રણ પુરનો પ્રાંત, એટલે, જે પ્રાંતમા ત્રણ મ્હોટા શહેર આવેલા છે તે પ્રાંત; તેનો જય; (તે ઉપરથી તેના રાજાનું નામ પણ ત્રિપુર અથવા ત્રિપુરાસુર; તે નામનો, તે ત્રિપુરનો રાક્ષસ રાજા હતો તેનો સંહાર કરીને, શિવે, ત્રિપુરને બાળીને ભસ્મ કર્યાં; તેથી શિવનું નામ, ત્રિપુરારિ;) તે ત્રિપુરના જય વિષેના ગીત, કિન્નરી કિન્નરની, સ્ત્રીયો—ગંધર્વાઙ્ગનાઓ ભેગી મળીને ત્યાથી—ત્યાં ઉપરથી ગાયછે; તેની સાથે ઉપર કહ્યું તેમ વાંસમાંથી વાંસળી જેવા અવાજ આવે છે.

૩ 'વિવર;' દર, પર્વતના કંદર, ગુફા;
તેની સાથે તારૂં બોલ્યું, તારા શબ્દ, ગર્જના, જો ગુફામાં, પર્વતના પોલાણમા પડવાથી, મૃદંગ જેવી બોલશે તો; પર્વતના કંદરમા

सङ्गीतार्थो, पशुपति तणा, तो थया सर्व संग. ७७

हीमाद्रीना[1] तट समिपनी, मूकिने वस्तु ते ते,
हंसद्वारे[2], भृगुपति यशो-मार्ग जे क्रौञ्च ने ते,

---

તારો અવાજ પાડીને મૃદંગ જેવો બોલાવીશ તો; એટલે અર્થ એકે તારૂં ગર્જવુ પર્વતમાં પડવાથી એવું મૃદંગ જેવુ બોલશે તો.

૪ 'પશુપતિ'; પશુનો પતિ, તે, મહાદેવ; એને પશુપતિ કહે છે તેના ત્રણ અર્થ કરે છે; એક તો પશુ એટલે શિવનાગણનો પશુ નો આકાર એક વિચિત્ર જાતનો થાય છે તેનો પતિ; અથવા પશુ એટલે, પ્રાણી માત્ર, તેનો પતિ; સૃષ્ટિનો સ્વામિ; અથવા, ત્રિપુરાસુરનો વધ કરવાને માટે દેવોએ શંકરની સ્તુતિ કરી તે સમયે તેના આગળ પોતે પશુતુલ્ય છે એમ કહી પ્રાર્થના કરી તે ઉપરથી દેવનો પણ પતિ એટલે પશુપતિ; તેના 'સંગીતાર્થ'; તેના સંગીતના, ગાયનના, સર્વે અર્થ—સઘળા અર્થ—એટલે તેની સ્તુતિના સંગીતમા જે જે પદાર્થ જોઈએ તે સંપૂર્ણ રીતે, 'સંગ', સંગાથે, એક સામટા, પુરા થયા, આવી મળ્યા; જો તું પણ એ પ્રમાણે મૃદંગ જેવો શબ્દ કરીશ તો, તેના યશનું સંગીત પરિપૂર્ણ થશે. તે સંગીતના બધા અર્થ—તમામ મતલબ—પાર પડશે.

૭૮—૧ 'હીમાદ્રી' (સં. હિમાદ્રિ) હિમ=બરફ, નો અદ્રિ=પર્વત; હિમાલય; હિમાલયના 'તટ સમીપની', તટ, એટલે કિનારા, એક તરફનો છેડો, પર્વતની કિનાર એટલે એક તરફની ઉંચાઈ, એક બાજુના, એક દિશાના, શિખરનો ભાગ, તે ઉપરથી તટ =શિખર; તે શિખર સમીપની, શિખરના ભાગની પાસેની, શિખરના ભાગમાં આવેલી, તે તે, ઉપર કહેલી વસ્તુઓ, મુકીને

૨ 'હંસદ્વારે'; હંસનું દ્વાર, હંસનો માર્ગ; પર્વતનાં બે મ્હોટા શિખરો વચ્ચેનો એક રસ્તો. આર્યભૂમિના હંસ ચોમાસામાં હિમાલય ઉપર જાય છે તે એ માર્ગે થઈને જાય છે એવી દંતકથા છે;

त्रांछो थैने, घन! अनुसरे[3] उत्तरे एम शोभी,
काळो विष्णू पग ज्यम बली[4] बंधने जेह लोभी. ७८

(શ્લોક ૧૬ ટીકા૪; શ્લોક ૩૪ ટીકા ૧ જોવી.) તે હંસદ્વારે—જેને ક્રૌંચ કહેછે તે રસ્તે—તે રસ્તો કેવો? ભૃગુપતિ યશો માર્ગ; ભૃગુપતિ, પર્શુરામ; ભૃગુ વંશનો પતિ; ભૃગુ વંશમાં શ્રેષ્ઠ; જેમ રઘુપતિ, એટલે રઘુ વંશમા શ્રેષ્ઠ, રામ, તેમ ભૃગુ ઋષિના વંશમાં શ્રેષ્ઠ, તે પર્શુરામ; જમદગ્નિ મુનિનો પુત્ર; તેના યશનો માર્ગ; કારણ કે શિવે ધનુર્વેદ શિખવેલા પર્શુરામે પોતાના બાણવડે તે રસ્તો પાડચો એવી કથાછે; અને ત્યાં આગળના પર્વતને ક્રૌંચ કહેછે; તેથી ભૃગુપતિના પરાક્રમનો, એટલેજ, યશનો માર્ગ; તેણે પોતાના બળથી એ રસ્તો પાડ્યો, એટલે તેના યશનો, યશ ને જવાનો, અને બહાર નિકળી વિખ્યાત થવાનો એ રસ્તો મળ્યો તેથી, ભૃગુપતિના યશનો એ માર્ગ જે ક્રૌંચને નામે ઓળખાય છે તે

૩ 'અનુસરે' (શ્લોક. ૪૧ ટીકા ૧ જોવી). તે રસ્તે રસ્તે થઈને જા. ત્રાંછો થઈને જા; આડકતરાતો, વાંકો નમીને જા; અને રૂપ સાંભળ એટલે, બલિ રાજાના બંધનનો લોભી, બંધનને અર્થે, તે માર્ગે થઈને વિષ્ણુનો કાળો પગ જેમ ગયો તેવો. વિષ્ણુના વામન અવતારમાં વામને ત્રણ પગલામાં સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ રો કર્યાં તે કથા પ્રસિદ્ધ છે.

બલિ નામના અસુરે દેવનો પરાજય કરચો અને તેમને સ્વર્ગમા થી કહાડી મુક્યા; વિષ્ણુએ વામન રૂપે આવીને મઠ બાંધવાને ત્રણ પગલાં જેટલી ભૂમિ તેની પાસે માગી. તે વખત તે યજ્ઞ કરતો હતો. તે મ્હોટા સત્યવાદી, પ્રમાણિક, તથા દયાવાન્ હતો; આ વાત ને તેણે હશી કહાડી. અને તેની માગણી કબુલ કરી. વામને વચન પાળવાનું પાણી તેના હાથમા મુક્યું એટલે તેનું મહાસ્વરૂપ, સર્વ જગતમાં વ્યાપી રહે એવુ થયું; બલીએ વિષ્ણુંને ઓળખ્યા અને તે નમી પડયો. વામને ત્રણ પગલે સ્વર્ગ મૃત્યુને પાતાળ માપ્યાં; અને તેને રાજ્ય કરવાને નરક આપ્યું; પણ તેની સાથે

જાઉંચેજ્યાં, દશમુખ[1]ભુજે ફાડિયા સન્ધિ શૃંગ,
કૈળાસે તે, ત્રિદશ[2] વનિતા-દર્પણે લાવ અંગ;
ઉંચાં શૃંગે, કુમુદ વરણે, જે ખેમાં[3] કેલિ પાસ,

---

એટલી આશા કરી કે આશ્વિન શુદ્ધ પૂર્ણિમાને દિવસે તે પૃથિવી-ઉપર આવે.

૯—૧ 'દશમુખ;' દશ છે મુખ જેને, (બહુવ્રીહિ.) રાવણ દશ મુખના ભુજથી-હાથ વડે ફાડિ નંખાયલા જ્યાં શૃંગના સંધિ, શિખરના સાધા છે-એટલે શિખર ઉપર મ્હોટી ભારે શિલાઓના સાધા છે ત્યાં, ઊંચે જા. પર્વતનાં શિખર ઉપર, જ્યાં દશ મુખે આવીને પોતાના હાથના બળ વડે શિલાઓને સાધામાંથી તોડીને ફાડી ઉછાળીને અફાળી ત્યાંજા. એવી કથા છે કે રાવણ શિવનો મહાભક્ત હતો, અને તેને પામવાને ગાઢ તપશ્ચર્યા કરતો હતો; રાવણે એક સમય ઉપર શિવને પોતાની નગરી લંકા આવવાનું નિમંત્રણ કર્યું; પણ મહાદેવે તેનો સ્વીકાર ન કરવાથી રાવણને ઘણો ક્રોધ ચઢયો; તેથી આવીને કૈલાસ જડ મૂળથી ઉખેડી નાખવાનો પ્રયત્ન કર્યો; અને તેની શીલાઓ તોડી ફાડી નાંખી; એવું તોફાન મચાવી મુક્યું; પણ શિવે કૈલાસને પોતાના ડાબા હાથના અંગુઠાથી માત્ર ટકાવી રાખ્યો.

૨ 'ત્રિદશ વનિતા;' ત્રિદશ=દેવ; ત્રિ, ત્રણ; દશ; ત્રણવાર દશ=ત્રીસ; એકંદર ગણતાં મુખ્ય ત્રીસ દેવ શ્રુતિકાળથી ગણાયલાછે; ખરી ગણતરી કરતાં તેત્રીસ થાયછે; બાર આદિત્ય; આઠ વસુ; અગીયાર રુદ્ર; તથા બે અશ્વિન; તે ઉપરથી તેત્રીસકોટી દેવતાની કલ્પના પાછળથી થઇછે. કોટિનો મૂળ અર્થ વર્ગ અથવા ભાગ; એટલે દેવના તેત્રીસ ભાગ કોટિ શબ્દનો અર્થ કરોડ થાય છે તે ઉપરથી તેત્રીસ કરોડ દેવ ઠોકી બેસાડ્યા.

દેવની વનિતા—દેવાંગનાનું દર્પણ—બરફને લીધે ચળકતો તેથી તેમાં તેમનાં પ્રતિબિમ્બ પડે તે ઉપરથી; તેવા કૈલાસ ઉપર તારૂં અંગ લાવ; તું ત્યાં જા.

૩ 'ખમાં;' આકાશમાં; આકાશમાં જે ઉંચાં શિખરોથી, કુમદવરણાં

राशी जेवो, प्रतिदिन थयो, शूलिनो अट्टहास. ७९

देखुं छुं तुं, तटपर दिसे, घूंटिया अंजनांकी,
अद्री गोरो, गज दशनना छेद जेवोज रंगो,
तेनी शोभा, स्थिर नयनथी, प्रेखवानी थवानी,

---

દિની પોયણીનારંગના એટલે ધોળા ઉંચા શિખરોથી જે આકાશમા આસપાસ ફેલાઇને

૪ 'શૂલિનો;' ત્રિશૂલ ધારણ કરનાર તેથી શૂલિ; મહાદેવનો 'અટ્ટ-હાસ', એટલે અટલ હસવુ; ભારે અવાજથી ખૂબ ખડખડાટ હસવું; તેવા અટ્ટહાસનો પ્રતિદિન, નિત્ય નિત્ય હસે તેનો, જેવો કે એક રાશિ ઢગલો ન થયો હોય? તેનો જાણે મ્હોટો ઢગલો થયો હોય તેવો ધોળા વરણનો મહાન્ પડયોછે; (કૈલાસ;) હસવાનો અને શુભ વસ્તુઓનો રંગ ધોળો અસલથી સ્વાભાવિક રીતે કલ્પ્યોછે; એ કલ્પના સહજછે (શ્લોક ૭૧. ટીકા. ૩ નો વચલો ભાગ જોવો.)

૮૦ ૧ 'અંજનાંકી;' અંજનના અંકવાળું; અંક = ચિન્હ; અંજનમા જેવું ચિન્હછે—જેવો રંગછે, તેવો વર્ણ જેનામાછે એવો; ઘુંટેલા અંજન જેવા રંગનો; ઘુંટેલા કાજળ જેવો, એટલે ઘણો કાળો, તું, તટપર—શિખર ઉપર—કૈલાસના તટ ઉપર, દેખાયછે;

૨ 'ગજદશન;' ગજ = હાથી; દશન = દાંત; (ધાતુ. દંશ = કરડવું; અન, નામ વાચક પ્રત્યય.) જેનાથી કરડાય, ચવાય તે, એટલે દાંત; હસ્તીદંતના છેદ જેવો; એટલે હાથીના દાંતને કાપ્યો હોય ને તે જેવો સ્વચ્છ શ્વેત દેખાય તેવો ધોળો પર્વત, કૈલાસ; ને તેના શિખર ઉપર તું શાહ કાળા રંગનો; એવો હું તને દેખું-છું અહિં બેઠેબેઠે, તું ત્યાં જઇશ ત્યારે એવો દેખાઇશ, એમ મારી નજરથી દેખું છું—પ્રત્યક્ષ જેવું અનુમાન કરૂંછું.

૩ 'સ્થિર નયનથી;' તથા તેની—તે અદ્રિની—શોભા, સ્થિર નય-

स्कन्धे आव्या हलभृत⁴ तणा वस्त्रनी सांमळानी. ८०

व्हाडी नांखी, भुजग¹नुं कडुं, हस्तथी शम्भु जोडी,
क्रीडा शैले,² रमताथे फरे, आमने तेम गोरी,

---

નથી, એક નજરે, ટકટક, જોવાજેવી થવાની; તે એવી કે

૪ 'હલભૃત;' હલને ભૃત, (ધાતુ. ભૃ=ધારણ કરવું; ત, જાતકૃદંતનો પ્રત્યય.) ધારણ કરેલુંછે જેણે, (બહુવ્રીહિ.) હલ ધારણ કરનાર; હલધર; બલરામ; (શ્લોક. ૭૦. ટીકા. ૩ જોવી.) એમનો રંગ ગોરો મનાયલો છે. બલભદ્રના સ્કન્ધ, ખભા ઉપર, આવેલા, રહેલા સામળા વસ્ત્રની શોભા થવાની, એમ હું દેખુંછું, અહિંથી દૂરથી એવું અનુમાન, એવી કલ્પના કરૂંછું, એ સંબંધ અહીં લેવો. બલભદ્રને નીલ વસન પહેરવું ઘણું પ્રિય હતું એમ કહેવાયલુંછે. આ ઉપમા બળરામના પરાક્રમ, બળ અને તેના ગોર વર્ણને લીધે જોકે સારી દેખાયછે, તોપણ પર્વતના વિશાળપણાનું તથા ભવ્યપણાનું ગૌરવ ઓછું કરી નાખે છે એમાં શક નથી.

૮૧—૧ 'ભુજગ'; સાપ; (ભુજ=હાથ; ગ, જનાર, ધાતુ, ગમ્=જવું.) હાથથી જનાર, ચાલનાર, હીડનાર; સર્પનું શરીરજ હાથ જેવું, એટલે, હાથ જેવો, હાથને આકારે, હીંડનાર; ભુજંગમ, પણ કહેવાય છે; સર્પનું કડું કહાડી નાંખીને—પાર્વતી બ્હીે તેથી અને કોમલ મનની અબલા સાથે એવા વિકરાળ હાથથી હીંડવુ એ પણ સારૂ નહિ તેથી—સર્પનું કડું કહાડી નાખીને, હાથે વતે, શમ્ભુએ જોડેલી, હાથે હાથ પકડેલો, પોતાનો હાથ ગૌરીના હાથમાં આપેલો, એવી (ગોરી— ગૌરી, પાર્વતી)

૨ 'ક્રીડાશૈલ'; ક્રીડા, રમત કરવાનો શૈલ, પર્વત, ટેકરો; હાલ જેમ હરવા ફરવા, રમવાને વાસ્તે એવા કાંકરી, માટીના ટેકરા બનાવવાનો ચાલ છે તેમ આગળ પણ હતા. તે ક્રીડા શૈલ ઉપર રમતથી આમ તેમ ગૌરી શમ્ભુને લઈને તેની સાથે જો ફરે, તો,

भङ्गी अङ्गी[3] थइ जल बधुं, संघरी राखि लैने,
सीडो सखो, बन मणितटा रोहणे अग्र जैने. ८१
त्यां निश्चे जो, वलय[1] अणिना घर्षणे पाणि व्हाडी,

3 'અઙ્ગી'; અઙ્ગ,શરીર,+ઈન્, યુક્ત,વાળું, એવો અર્થ બતાવનાર પ્રત્યય = અઙ્ગિન્;તેનું પ્રથમાનું એક વચન,અઙ્ગી = અંગવાન્; ભઙ્ગી = ભઙ્ગ+ઈન્; ભઙ્ગવાળા અંગવાળું;ભંગ યુક્ત શરીર વાળો; ભાગેલા, ભાગી ગયેલા, કડકા કડકા થઈ ગયા હોય એવા શરીરવાળો થઈને, અને એવો થાય તોપણ, તારૂં જળ તો બધું, અન્તરમાં સંઘરી રાખીને,

૪ 'મણિતટ' મણિ, હીરા વગેરે નંગ; મણિનો તટ=શિખર (શ્લોક ૭૮. ટીકા. ૧. જોવી.) એ ક્રીડા શૈલનો એવો મણિનો શિખર. મણિતટ+આરોહણ,ચ્હડવું;(આ, બહુ કરીને, એવો અર્થ બતાવનાર ઉપસર્ગ;રોહણ; ધાતુ,રુહ્ = વધવું, ચ્હડવું;અન,પ્રત્યય;) = મણિતટારોહણ;મણિ તટ ઉપર ચ્હડવામાં,'અગ્ર જૈને', આગળ જઇ, આગળથી, તેનાથી પહેલો જઇને, એવા કડકે કડકા થયેલા અંગ વાળો થઇને, સીડી સર્ખો, નિસરણી સરખો તું બન, એટલે તારી સેવા ભક્તિ જણાશે. આ સીડી સરખા બનવાનું કહ્યું, તે દેખાવ સૃષ્ટિ રચનામાં ઘણી વખત વાદળાંમાં થાયછે. વાદળું ધોળા રંગનું પડી જઈ તેના છેદ જેવા કડકેકડકા હારબંધ થઈ જાય છે એ સુંદર ચિત્ર આમાં બતાવેલું છે. આકાશમાં, એટલે, સ્વર્ગમાં નિસરણી જેવુજ એ દેખાય છે; તે ઉપરથી એવો સમાન ભાવ દર્સાવે છે કે મણિના શિખર ઉપર ચ્હડવાને જેવાં કે આરસનાં પગથિયાંની હાર ન હોય તેવો થઈ જા; એટલે ટેકરા ઉપર ચ્હડવું પણ સહેલું પડે.

આ ઉપરથી જણાય છે કે પતિ પત્ની સાથે એક બીજાને હાથે વળગીને ફરતા. હમણાં સ્ત્રીયો ઓરડામાંજ પૂરાઈ રહે છે.

૮૨—૧ 'વલય'; કડું; કંકણ; વળવાળું, વળેલું, તેવા;વલય; કડાની, (આ

करशे तारो, सुर[2] युवतियो, धारनोयंत्र, धारी;
ग्रीष्मे पामी, स्वसुखथि सखे[3], ते तने नामुके तो,
क्रीडा[4] लोला, कठण गरजी, न्हावडावे सुखे तो, ८२

हेमाम्बूजं[1] प्रसवतुं लई माननूं वारि, जाते,

---

ठेकाणे ) कंकणनी અણીના ઘર્ષણથી, ( ધાતુ. ઘૃષ્ =ઘસવું. ) ઘસવાથી, કાંકણીની અણીયો ઘસે ને તેમ કરીને તારામાંથી પાણી કહાડીને, જો, ત્યાં ( કૈલાસ ઉપર ) નિશ્ચે, નક્કી

૨ 'સુરયુવતિયો'; સુર, દેવ; યુવતિ, જવાન સ્ત્રી;! અમરાંગનાઓ, નક્કી, તારો, તને, ધારનો યંત્ર, કરશે, બનાવશે; ધારીને, મનમાં દઢ વિચાર કરીને, તારો, ધારનો યંત્ર, જેનાં છિદ્રમાંથી પાણીની ધારાઓ નીકળે એવો ચારણી જેવો, અથવા બહુ મ્હોટી પોકારી જેવો, યંત્ર, તને, બનાવશે;

૩ 'સખે'! માટે હે સખે, હે મિત્ર, જો, તને, તે ત્યા ગ્રીષ્મ સમયમાં, હુંનાળાની ઋતુમાં પામીને, 'સ્વસુખથી' પોતાના સુખને લીધે, પોતાને તારાથી સુખ થાય છે તેને લીધે, તને બધી એકઠી મળીને પકડીને એવો યંત્ર જેવો બનાવે, અને પછી તને મુકે નહિ,પોતાના કબજામાં કરી લઇને જવા ન દે તો;

૪ 'ક્રીડાલોલા';(લોલા. ના. જા.લોલ+આ,ના. જાતિનો પ્રત્યય.) રમતમાં લોલ, ચપળ, એવી સ્વર્ગની વનિતાઓને, કઠણ ગરજીને, ભારે ભયંકર ગર્જના કરીને, સુખે ન્હીવડાવે, ન્હીવડાવજે; એટલે બધી નાશી જશે એવો ભાવાર્થ.

બહુ સ્ત્રીયો મળીને પોતાના વશમાં કરી લે, અને જેમ ચાહે તેમ કરવા ધારે તો, તેવુ પુરૂષે ન થવા દેવુ જોઇએ, અને તેમને ધુરકીને દૂર કરી દેવી એવો ઊંડો ધ્વનિ કરેછે.

૮૩—૧ 'હેમામ્બુજ; ' હેમ=સોનું; હેમના અમ્બુજ; અમ્બુ=પાણી; જ, જન્મેલું; ( ધાતુ.જન્=જન્મવુ.) પાણીમાં જન્મેલુ=કમળ; સોના-

कर्तो प्रीती, मुख पट थई, इन्द्रनो हाथि साथे,
वाए कल्पं द्रुम हलवतो, पान ते वस्त्र वेश,

---

नां કમળ(શ્લોક ૮૪ ટીકા ૪ )પ્રસવતું, સોનાના કમળને જન્મ આપતું, જન્મ આપનારૂં માનસનું, (પ્રા. માન,માનસરોવર ) માનસરોવરનું—કૈલાસ ઉપર માનસરોવરછે એવું માનેલુંછે ને તે ઉપરથી જ્યાં જ્યાં માતાઓના મ્હોટાં સ્થાનક છે ત્યાં ત્યાં માનસરોવર,બાંધેલાંછે—તે માનસસર, જ્યાં સોનાનાં કમળ થાયછે, ત્યાંનું પાણી,' જાતે, 'જતે, ત્યાં કૈલાસમાં જતે,લઇને,

૨ 'ઇન્દ્રના હાથિ;' ઇન્દ્રનો હાથિ; ઐરાવત; તેનો રંગ ધોળો; તેનું, મુખપટ થઇને,તેના મુખનું, મુખ ઉપર નાંખવાનું, લુગડું થઇને, એટલે તેના મસ્તક ઉપર આવી વીંટલાઇ વળીને, તેના મુખ ઉપરના વસ્ત્ર જેવો થઇ જઇને, ( હાથીનો રંગ ધોળો, અને વાદળાંનો રંગ નીલ, તેથી સુંદર દેખાયછે.) તેની સાથે, ઐરાવત સાથે પ્રીતિ કરતો; તેના ઉપર લુગડા જેવો થઇને વિટલાવવું એજ તેની સાથે પ્રીતિ કરવી; માટે, એમ કરી તેના ઉપર પ્રેમ બતાવીને,

૩ 'કલ્પદ્રુમ'; અને વળી, વાયે, વાથી, તારી સાથે પવન હમેશાં હોયજ, તેથી વાયુવડે, કલ્પવૃક્ષને હલવતો,હલાવતો, એટલે કલ્પ વૃક્ષનાં પાનડાંને હલાવતો; તે પાનડાં, સુવાળાં સુંદર વસ્ત્રના જેવાં; તેને પવનથી હલાવતો; ( એ નગેન્દ્રે પેશ, તને ઉપરના ત્રણે પાદ લાગે છે,)

કલ્પવૃક્ષ, એ સ્વર્ગનું એક ઝાડ; તેનું નામ કલ્પવૃક્ષ એ ઉપરથી કે તેની પાસેથી, તેની નીચે ઉભા રહી જે પ્રાર્થના કરે તે પદાર્થ તેમાંથી મળે. સ્વર્ગના વૃક્ષ આ પ્રમાણે ગણાયા છે;

पञ्चैते देव तरवो मन्दारः पारिजातकः
सन्तानः कल्पवृक्षश्च पुंसि वा हरिचन्दनम्.

'મન્દાર, પારિજાતક, સન્તાન, કલ્પવૃક્ષ, અને હરિચન્દન.'

नानाचेष्टा[४], ललित करतो, ए नगेन्द्रे तुं पेश. ८३

ते उत्संगे[१], धरि प्रियतमे, वस्त्र गंगानुं वारि

पासे एवी, नहि शुं अलका ओळखे कामचारी[२]!

वर्षाकाळे, उंच भवननी, अम्बुने छांटनार,

मुक्ता जाळी गुंथ्युं अलकशुं[३], ते धरे अभ्र नार. ८४

---

૪ 'નાના ચેષ્ટા'; એવી એવી નાના પ્રકારની ચેષ્ટાઓ કરતો, અનેક પ્રકારની સુક્રિયાઓ, સુખની લલિત, સુંદર ક્રીડાઓ, કરતો, તું એ નગેન્દ્રે, નગ=પર્વત; ઇન્દ્ર,રાજા;એ પર્વતનો રાજા(કૈલાસ), તેમાં પેશ.

૮૪—૧ 'તે ઉત્સંગે'; તેના ઉત્સંગમાં, (પ્રા. ઉચ્છંગ; ઓછંગ.) ખોળામાં; કૈલાસ પર્વતના ખોળામાં, એટલે, તેના મધ્ય ભાગમાં; જેવી પ્રિયતમેજ ખોળામાં ધરેલી, લીધેલી હોય, તેવી; ગંગાનું પાણી, તેજ છે જેનું વસ્ત્ર, 'પાસે',બાજુ ઉપર, એવી, અલકા, અલકાપુરી, કુબેરની નગરિ;

૨ 'કામચારી'! તેને, હે કામચારી! તું નહિ ઓળખે? કામચારિ=કામથી ચરનાર, (ધાતુ. ચર્, ચાલવું, હીંડવુ) કામ, ઇચ્છા; ઇચ્છાથી ચરનાર; ઇચ્છા પ્રમાણે, ઇચ્છા આવે ત્યમ; ત્યાં, વિચરનાર, જનારા! (મેઘનુ વિશેષણ.)

૩ 'અલક;' ચોટલો; આ ઠેકાણે અલકા, એટલે,અલકવાળી,ચોટલાવાળી, એવો અલકાનો અર્થ થાયછે તે સિદ્ધ કરયો છે; તે નારી, એટલે 'અલકાપુરી—કૈલાસને સ્વામી માનીને અલકાને નારી ગણીને—ઉંચ ભવનની, ઊંચાં ભવનવાળી,—એટલે, સ્ત્રીનુ માથું ગણીને તેના ઉપર ચોટલાનો સંબંધ દેખાડવાને વાસ્તે—વર્ષાકાળમાં,, વર્સાદના દિવસોમાં, અમ્બુને છાંટનાર, પાણી છાંટનારૂં, વર્સાવનાર, અભ્ર, વાદળું ધારણ કરેછે;તે ઉપરથીજ કહે છે કે,જાણે તે, મોતીની જાળીએ ગુંથેલું—પાણીના બિન્દુને મોતી સાથે સરખાવીને—અલક, ચોટલોજ, જાણે, ધારણ કરેછે.

विद्युत्वाळो; ललित वनिता; इन्द्रचापी; सचित्र;
गर्जे रूडुं; गिति समयनी जे मृदंगे सुमित्र;
पाणीवाळो; मणिमय भुमी; उच्चने अभ्रे पेसे.
हर्म्यो मोटां, तुज सम गुणे ज्यां भर्यां छे विशेषे. ८५

૮૫—૧ 'વિદ્યુત્ વાળો'; વિદ્યુત્, વિજળી; તું વિજળીવાળો; વિજળી સહવર્તમાન; અને, ત્યાંનાં હર્મ્યો, હવેલીઓ, મેહેલો, (છેલ્લાપાદના હર્મ્ય શબ્દ સાથે સંબંધ છે.) લલિત વનિતાઓથી ભરેલાં છે; એટલે, તારામાં વિજળિયો ઝબકે છે, તો, તે મેહેલોમાં, વિજળી જેવી સુંદર વનિતાઓ ચમકે છે;

૨ 'ઇન્દ્રચાપી'; તું ઇન્દ્રચાપી; તારામાં ઇન્દ્રનું ચાપ રહેલું છે. ઇન્દ્રચાપ; ઇન્દ્રધનુષ; તો ત્યાં તે મેહેલો ચિત્ર સહવર્તમાન છે; સુંદર ચિત્રથી ભરેલા છે.

૩ 'સુમિત્ર;' તું રૂડું ગર્જે છે; રૂડી ગર્જના કરે છે; તો તે ગીતિ, સંગીત વિષયની, સંગીત સાથેનો મૃદંગ ત્યાં વાગે છે તેથી, તારા સુમિત્ર જેવા, એટલે તારી સાથે સરખાપણું કરે એવા છે.

૪ 'પાણીવાળો; તું પાણીવાળો છે; તારામાં પાણીનું તેજ છે; તો ત્યાં, તે મેહેલોની ભૂમિ, ખુલ્લી ભૂમિ, એટલે, અગાસિયો, મણિમય છે; મણિથી જડેલી છે; આરસ વગેરે ચકચકિત પત્થરથી; અને તેથી તે તેજવાળી છે.

૫ 'અભ્રપેસે'; તું ઉચ્ચ, ઊંચો, આકાશમાં છે તો તે પણ, અભ્ર પેસે છે; અભ્રમાં, આકાશમાં પેસે છે; એટલા ઊંચા છે;

૬ 'વિશેષે'; તેથી કરીને મ્હોટા ત્યાંના મેહેલો, તારાસમ, સમાન ગુણથી, 'વિશેષે' તે વિશેષથી, તે તે પદાર્થથી ભરેલાછે; તેથી તારા જેવા છે; તારી તુલનાની યોગ્યતા પામે છે.

અત્યાર સુધિ કાવ્યનો પ્રવાહ નિયમિત ઓઘ પ્રમાણે સબળ ગંભીરપણાથી ચાલતો માલમ પડે છે; આ હેકાણેથી ગ્રંથ દોડવા

हस्ते लीला कमल अलके बालकुन्दो गुंथे स्त्री,
आवी लोध्रै प्रसव रजथी पाण्डुता आनने श्री,
चूडा पाशे, कुरुवक नवुं, चारु कर्णे शिरीषे,

---

માંડે છે; તેની ગતિ તડપ ભગી ભગી દોડતા ઘોડા જેવી જણાય છે.

આ શ્લોક આગળથી ટીકાકારો મેઘદૂતનો બીજો ભાગ પાડે છે; ઉપરના શ્લોક સૂધી પુર્વ મેઘ કહે છે અને આ શ્લોકથી ઉત્તર મેઘ; પણ ગ્રંથની એકાગ્રતાને તથા કલ્પનાના સંબધ યોગને ઘણું વિધ્ન કરે છે.

૬૬—૧ 'લીલા કમલ'; લીલા કરવાનું, રમવાનું, ક્રીડા કરવાનું, ફેરવવાનું, હાથમાં ઉછાળવાનું તથા ફેરવવાનું, કમળ, 'હસ્તે,' હાથમાં; આથી જણાય છે કે આગળ સ્રીયોને એમ કમલ હાથમાં રાખવાનો ચાલ હશે.

૨ 'બાલકુન્દો' અને સ્રીયો, કિન્નરની કામિનીયો અલકમાં, એટલે ચોટલામાં, બાલ કુન્દો ગુંથે, ગુંથે છે; બાલકુન્દ, નહાનું, તાજું, નવું, વગર ખીલેલું, ખીડાયલું, કુન્દ, મોગરાનું ફુલ; બટમોગરાનું;

૩ 'લોધ્રપ્રસવ' અને લોધ્ર નામનું વૃક્ષ; તેનો પ્રસવ, તેથી જન્મેલું, એટલે તેનું ફુલ; તે ફુલની રજથી, ફુલમાં રજ હોય છે તેનાથી, આનને, મુખે, યોષિતાઓના મુખ ઉપર, પાણ્ડુતા આવી, તે આનને શ્રી, શોભાજ આવી; પાણ્ડુતા, પીળાશ; એટલે કેહેવાનો મતલબ એકે તે ચોળવાથી મુખ ઉપર પીળાશ આવવાથી તેમનાં મોહો શોભે છે. એ પ્રમાણે ફુલની રજ કપાળે, અથવા મુખ ઉપર ચોળવાનો સંપ્રદાય હશે.

૪ 'ચુડાપાશે' ચૂડા, (પ્રા. જૂડો. જેને આપણામાં જૂડો બાંધયો કહે છે.) ચોટલો, તેનો પાશ, બંધ; કેશપાશ; અંબોડો; અંબોડે નવું કુરુબક; ગુંથેલું; કુરુબક, એક જાતનું ફુલ;

૫ 'શિરીષ;' કર્ણે, કાને, ચારુ, સુંદર, શિરીષનું સુવાસિત ફુલ; શિ-

सीमन्ते तो, जनम्युं तुं गये, पुष्प कादम्ब्रि शोष. ८६

रीप ते गुलशब्दोनुं ફુલ એમ અનુમાન થઈ સકે છે.

૬ 'સીમન્તે' સીમન્ત; સીમનો અન્ત; સીમ, હદ; હદનો અન્ત; તે ઉપરથી, ચોટલાની હદનો અન્ત, તે સેંથી. સીમન્ત=સેંથા; તે ઉપરથી, અધરણીને સીમન્ત કહે છે, કારણ કે તેમાં ચોટલો વાળવા, ગુંથવાનો સંસ્કાર થાય છે. સેંથીએ, તારા ગમાથી જન્મેલું, એટલે વરસાદના કાળમાં પેદાથનારૂં, કાદમ્બિ, કદમ્બનું ફુલ; (ગુંથે છે.)

ટીકાકાર કહેછે કે આ પુષ્પના પરિધાન કહેવાથી સર્વ ઋતુના સમાહારની સૂચના કરે છે; ત્યાં નિરન્તર એકજ સમયે સર્વ ઋતુઓ હોય છે એમ જણાવે છે; અને તેથી, સઘળી ઋતુઓનાં ફુલ, ત્યાં એકજ કાળે આવે છે; કમલ કહિને, શરદ્ ઋતુ બતાવી, કુન્દથી હેમન્ત, લોધ્ર પુષ્પથી, શિશિર; કુરુબક, વસંત; શિરીષ, ગ્રીષ્મ; અને કદમ્બના ફુલથી વર્સાદની ઋતુ.

આ ફુલનાં આભૂષણ રમણીયતામાં ઘણો વધારો કરે છે. કાલિદાસને, એવાં, સોના રૂપા તથા જેવરનાં ઘરેણાં કરતાં ફુલનો સ્વભાવથી રમ્ય અલંકાર ઘણો પ્રિય હતો એમ જણાય છે; એવાં ફુલનાં આભરણ એના ગ્રંથોમાં ઘણીવાર જોવામાં આવે છે.

अशोक निर्भत्सित पद्मराग ।
मा कृष्ट हेमद्युति कर्णिकारं ॥
मुक्ताकलापी कृत सिन्धुवारं ।
वसन्त पुष्पाभरणं वहन्ती ॥

कुमार सम्भव. सर्ग ३ श्लोक. ५३

શકુન્તલાતો ફુલનો બાગજછે; તેમાં વારંવાર એવું જોવામાં આવે છે;

कृतंन कर्णार्पित बन्धनंसखे।

ज्यां उन्मत्त भ्रमर मुखरा[1] नित्यपुष्पे सुवृक्षे,
हंस[2] श्रेणी रचित रशना, नित्य ज्यां पद्मनाळे,
केका[3] कर्ता, भवन शिखियो, नित्य भासे कलाप,

---

शिरीषमागण्ड विलम्बि केसरं॥
नवाशरच्चन्द्रमरीचिरोचिषं।
मृणाल सूत्र रचितं स्तनान्तरे॥

८७—१ 'मुખરા'; મુખર; બોલતું; મુખરા, બોલતા;
જ્યાં ઉન્મત્ત, મદ ભરેલા ભમરા, સુવૃક્ષ, સુરમ્ય વૃક્ષો ઉપર, આસપાસ, નિત્ય પુષ્પને લીધે, ત્યાંના વૃક્ષ ઉપર નિત્ય પુષ્પ હોય છે તેને લીધે, હમેશાં ફુલેલાં ફાલેલાં હોય છે તેને લીધે, બોલતા હોય છે; ગુંજારવ કરે છે.

૨ 'હંસશ્રેણી'; હંસની શ્રેણી, હાર; હંસની હારથી રચિત, (ધાતુ રચ=રચવું; ઇત, ક્ત કૃદંતનો પ્રત્યય.) રચેલી, બનેલી, રશના, કટિમેખલા, જ્યાં પદ્મનાળે છે; એટલે, જ્યાં, પદ્મનાળે, પદ્મનાળને, પદ્મ, કમળ; કમળની નાળ, નલિની, કમલની નળી; (તેને સ્ત્રીને રૂપે કલ્પીને) કહે છે કે, જ્યાં, કમલ નલિનીને, નિત્યે, હંસની હારરૂપી કટિમેખલા રચાયલી છે; એટલે હંસની હાર આવીને તેની આસપાસ વીંટાઇછે તેથી તે નલિનીની રસના જેવી દેખાય છે. હંસની હારને કટિમેખલાની ઉપમાને વાસ્તે (શ્લોક ૩૮ ટીકા. ૨ નો પ્રથમ ભાગ જોવો.)

૩ 'કેકા'; મોરની વાણીને 'કેકા' કહે છે; મોરના સ્વરનો જેમ આપણા લોકોમાં ટીહુ ટીહુ શબ્દ કલ્પેલોછે, તેમ સંસ્કૃતમાં 'કેકા' 'કેકા' એવો શબ્દ, એના સ્વર ઉપરથી માનેલો છે. । 'કેકાકર્તા'; એટલે સુસ્વરે બોલતા ભવન શિખી, ભવનના મોર, મહેલોના મોર, (શ્લોક ૪૮. ટીકા ૧ નો પ્રથમ ભાગ જોવો.) તેમને નિત્ય, નિરંતર. હમેશે, કલાપ (ના. ન. બ.) કળા ભાસે છે;

निर्त्ये चन्द्रा हणति तमने, रात्रियो रम्य आप. ८७

आनन्देथी, नयन सलिले,[1] ज्यां न बीजे निमित्ते,
बीजो तापे नहि मदननो इष्टे[2] पामेथि वीते,
जूदां ज्यारे प्रणय कलहो,[3] त्यां न बीजो वियोग,
वित्तेशोने,[4] नहि वय बिजुं, यौवनोनोज भोग. ८८

---

મોરને ત્યાં નિત્ય કળા હોયછે; મોર ત્યાં હમેશાં કળા કરેલા રહે છે.

૪ 'તમને'; પ્રા. તમ; ( સં૰ તમસ્). અંધારૂ; ત્યાં નિત્યે અંધારાને હણતી, અંધારાનો વિનાશ કરતી, ચંદ્રિકા, ચંદની, હોય છે; તેણે કરીને રાત્રીયો નિરંતર રમ્ય લાગેછે.

૮૮—૧ 'નયનસલિલે'; નયનનું સલિલ પણ; નમનનું, સલિલ=પાણી; આસુ; આંસુ પણ ત્યાં આનન્દથીજ છે; રોવું તે પણ ત્યાં હર્ષનુંજ છે; બીજે કોઇ નિમિત્ત નથી.

૨ 'ઇષ્ટ'; ત્યાં બીજો તાપ, પરિતાપ, વેદના અથવા તાવ ( એ અર્થ પણ આવે) પણ નથી; અને મદનનો જે તાપ છે તે 'ઇષ્ટ', ઇચ્છેલું જન, મન ગમતું, પ્રિય જન, પામ્યાથી, મળ્યાથી, વીતી જાય છે, મટી, શમી જાય છે.

૩ 'પ્રણય કલહો'; પ્રણય, પ્રીતિના કલહ, કંકાસ, કજીયા, હોય, થાય છે, ત્યારેજ માત્ર જૂદાં પડે છે; કિન્નર, કિન્નરીયોમાં ભર્તા અને ભાર્યા ત્યારેજ જૂદાં પડે છે, એટલોજ માત્ર વિયોગ છે; ત્યાં બીજો વિયોગ નથી.

૪ 'વિત્તેશોને'; વિત્ત+ઇશ=વિત્તેશ; વિત્ત, ધન; ઇશ, સ્વામી; ધનના સ્વામી; ધનપતિ; લક્ષ્મીપતિ; અતિસમૃદ્ધિમાન્ કિમ્પુરુષ, યક્ષ ગન્ધર્વાદિને બીજું વય, બીજી અવસ્થા, ઉમર, નથી; તેમને નિત્ય યૌવનનાજ ભોગ હોય છે; એટલે તેમની હમેશા યુવાવસ્થા જ રહેછે.

ज्यां यक्षोते, सितमणि जडी, हर्म्यनी गच्छि केवी,<br>
ज्योतिश्छाये[1] कुसुम चितरी, पांखडीवाळि जेवी,<br>
प्यारी पासे, रतिफळमधू[2], कल्पवृक्षे थयेलुं,<br>
सेवे त्यां ने, तुं सम हळुवे, नगुं वागे ठरेलुं. ८९

गंगा केरे सलिल शिशिरा[1] वायुए सेवि त्यांना-<br>
मन्दारोनी, तट पसरती, छायमां मुष्टिमांनां,

---

૮૯—૧ 'જ્યોતિશ્છાયે'; જ્યોતિસ્ = તારા (મુળ અર્થ, તેજ, ને ઉપરથી તેજોમય તે.) શબ્દને છેડે સ્ અથવા વિસર્ગ હોય ને પછીના શબ્દને આરંભે ચ અથવા છ હોય તો સ્ નો શ્ થાય તે નિયમ પ્રમાણે, જ્યોતિસ્+છાયા = જ્યોતિશ્છાયા; છાયા, છાય, = કિરણ, તેજ, તેને માટે (શ્લોક. ૨૧. ટીકા. ૧ જોવી.)

જ્યાં યક્ષો, 'સિત,' ધોળા, મણિ, ઊંચા ચકચકતા પત્થર, આરસ થી જડેલી અગાશીમાં; તે કેવી! 'જ્યોતિશ્છાયે,' તારાઓનો કિરણથી, તેજ પડે તેથી, 'કુસુમ ચિતરી,' ફુલથી ચિતરેલી હોય, તેમાં ફુલ ચિતર્યાં હોય, અને તે ફુલની પાંખડીઓજ જણાતી હોય, તેથી પાખડીવાળી, ફુલની પાંખંડીઓથી ભરેલી; તાત્પર્ય એમ છે, તારાઓનું તેજ પડે તેથી અગાશીમાં તારાનાં પ્રતિબિમ્બ દેખાય અને તેના કિરણ પાછા ઝીણાઝીણા ઘણા નીકળીને ફુલ ચીતર્યા હોય ને તે પાંખંડીઓવાળાં હોય એમ દેખાય.

૨ 'મધુ;' મદિરા. 'કલ્પવૃક્ષે થયેલું,' કલ્પવૃક્ષનાં ફુલ, ફળમાંથી થયેલું, અથવા, કલ્પવૃક્ષ પાસેથી મળેલું. ( શ્લોક. ૮૪. ટીકા. ૩ જોવી. ) ત્યાં, તેવા રમ્ય સ્થાનમાં, પ્રિયા પાસે, ઇત્યાદિ. મેઘની ધીરી ગભીર ગર્જનાને મૃદંગના શબ્દ સાથે સરખાવીછે.

૯૦—૧ 'શિશિરા,' શિશિર; વિ. શીતળ; ગંગાના સલિલ, પાણી, પાસે શીતળ. (ભાવાર્થ) પાણીથી શીતળ થયેલા વાયુએ સેવિ, સેવેલી; વાયુ

छांनां मूक्यां, कनकनि बनी रेतिमां खोळवानां,
खोळीने, रमति अमरयाचि[2] ज्यां यक्षकन्या. ९०

नीवी बन्धो, जइ शिथिल ज्यां, रम्य बिम्बाधरानां,[1]
रागे रोके, चपल करनां,[2] रेशमी चीर त्यांनां,
उंचा तेजे, झगझगि रह्या, पामि रत्न[3] प्रदीप,

---

પણ પ્રેમથી સેવે એવી, વાયુ પણ તેના સુકુમારપણાને લીધે પ્રીતિથી મન્દ, થંડો થઇને વાહીને તેમની સેવા કરે, એટલે વાહીને સુખ શાન્તિ આપે, એવી (યક્ષ કન્યાનું વિશેષણ.)

૨ 'અમરેયાચિ'; અમરે, દેવોએ, યાચેલી, જાચેલી; પ્રાર્થના કરેલી, કે, તું મને વર; એવી યક્ષની, કન્યાઓ, ઉપર કહ્યા તેવા જ્યા મન્દ શીતળ પવન આવે છે તેવે ઠેકાણે ગંગાના કિનારા ઉપર, ત્યાંનાં, સ્વર્ગના મન્દારોની, મન્દાર નામના વૃક્ષોની છાયામાં મુઠ્ઠી માંનાં, મુઠીમાં રાખેલાં, કનકની રેતીમાં, સોનાની રેતીમાં ( ત્યાં નદીની રેતી સોનાની એવી કલ્પના) છાંનાં મુકેલાં, તે ઓળવા, ઓળી કહાડવાં, એવાં રત્નો લેને જ્યાં રમે છે; એવી એવી ક્રીડાઓ કરેછે.

૯૧—૧ 'બિમ્બાધરા;' બિમ્બ, ના.ના. જા. એક જાતનું લાલ ફળ. અધર; ના. ન. જા. નીચેનો ઓઠ; અધરા = ઓઠવાળી; બિમ્બ+અધરા = બિમ્બાધરા; બિમ્બ જેવા ઓઠવાળી, (બહુવ્રીહિ)

૨ 'ચપલ કરના'; ચપળ કર, હાથ, વાળા; ઉત્સાહથી ચપળ થયેલા કરવાળા (પ્રિયતમ.) 'રાગે'; રાગ, આવેશ ભરેલો પ્રેમ; રાગે = ઘણા પ્રેમથી.

૩ 'રત્નપ્રદીપ'; રત્નના, પ્રદીપ; (પ્ર, સબળપણું બતાવનાર ઉપસર્ગ, દીપ = દીવો;) પ્રદીપ, પ્રકાશમાન દીવા; એમ કહેવાનું કારણ કે ત્યાં અગ્નિના દીવાને બદલે રત્નનાજ દીવા હોય છે; તે 'ઊંચા તે

लज्जा मूढा ताणि अफळ ओ, चूर्ण मुष्टी समीप. ९१

लैजानारा पवनाथि सळ्या, जे विमानाग्र भूमी,

જે', ઊંચી જાતના તેજથી, ઘણાં તેજમા ઝગઝગી રહેલા;

૪ 'ચૂર્ણમુષ્ટિ;' ચૂર્ણ, કોઈ સારી વસ્તુનો ભૂકો; ગુલાલ, અબીર, વગેરે; તેની મુઠી; ગુલાલથી ભરેલી મુઠી;

તેવા દીવા ત્યાં હોવાને લીધે, પ્રકાશથી, લજ્જાએ કરીને, લાજને લીધે મૂઢ બની ગયેલી, લાજના ગભરાટથી મૂઢ થઈ ગયેલી, ભ્રમ પામી ગયેલીની અબીર ગુલાલથી ભરેલી મુઠીઓ, રત્નના દીપ પાસે હોયછે, તોપણ, ત્યાં આગળ, પાસે, તે દીવા પાસે તે મુઠ્ઠી જતે અફળ થઇ, થાય છે, તે જો! એ ગુલાલની મુઠ્ઠી તે દીવા ઉપર નાખે છે પણ તે નિષ્ફળ જાય છે; (આ મુગ્ધાનું વર્ણન છે.)

દીવાનો પ્રકાશ હોય તેથી, દીવાને ઓલવી નાખવાને માટે હાથમાં ભરી રાખેલી મુઠ્ઠી તે દીવા ઉપર ફેંકે છે, પણ દીવા રત્નના તેથી તે ઓલવાઈ જતા નથી એટલે તેમની ઓલવી નાંખવાની મહેનત વ્યર્થ જાય છે; પ્રકાશ તેવોને તેવો રહેછે.

એવી મુઠ્ઠી ભરી રાખી દીવાને ઓલવી નાંખવાની રીતિ હશે તેને અનુસારે આમ બોલે છે.

૯૨—૧ 'વિમાનાગ્રભૂમિ;' વિમાન, ઊંચાં ભવન, ઊંચાં મંદિર; તેની અગ્ર ભૂમિ, આગળની, આગળ પડતિ ભૂમિ; એટલે, અગાશીઓ; લઇ જનારા પવનથી, તેવી ઊંચી ભૂમિને મળેલા, અને ત્યાં ઘુંમીને, ત્યાં ફરીવળીને, ત્યાંના ચિત્રને, પોતાના જળની કણિઓથી, દોષ કરતા, ચિત્ર ભૂસેડી, કહાડીનાંખતા, ખરાબ કરતા, મેઘ, તારા જેવાં વાદળાં, ચોરીનું હાનિકારક, દોષ ભરેલું કામ કર્યું તેથી, પ્રગટ થવાના ભયથી, છાંનામાના, ધૂમાડાની કૃતિ, ધૂમાડાના જેવી પ્રવૃત્તિ, ધૂમાડાનો ડોળ, વેશ, કરવામાં પૂરા, જાણીતા, 'જાળે' જાળીઓમાંથી, મહેલોના માળ ઉપરથી, છાંનામાના, ક્ષીણ, આછા આછા, સોસાઇ ગયેલા, નીકળે છે.

चित्रोने जे, स्वजल कणिथी दोष कर्ता ज धूमी,
छांनामाना, प्रगट भयथी, तुं समा मेघ, जाळे,
धूमाडानी कृति महिं पुरा, नीकळे क्षीण माळे. ९२

ज्यां नारीनी, प्रियतम भुजे उष्ण आलिङ्गनोनी
अंग[1]ग्लानी, सुरत जनिता, जाळिये दोरियोनी--
गुंथ्या टळे, जल टपकता, रात्रिये चन्द्रकान्त[2],
पागस्पर्शो, घन! तुं न नडये, इन्दुना स्वच्छ शान्त ९३

---

મ્હોટાં શહેરોમાં કેવું હોયછે, કેવો દુરાચાર, દગો તથા છાની ખટપટ ચાલે છે તે આ શ્લોક સંપૂર્ણ રીતે બતાવે છે.

કોઇ દુષ્ટ પુરુષને જેમ કોઈ લઇ જાય ને તે છાની રીતે કોઇ પારકી સ્ત્રીને ભોગવીને તેના ચિત્ર એટલે, રંગ તથા બીજા અલંકારને દોષ કરીને જેમ, ભયથી સંકોચ પામેલો છાનોમાનો આડે અવળે જાળી બારીમાં થઇને નીકળે તેમ.

૯૩—૧ 'અંગગ્લાનિ'; અંગની ગ્લાનિ, પરિશ્રમશિથિલતા, થાક, સુરતથી થયેલી, જન્મ પામેલી, પેદા થયેલી; 'જનિતા' (ધાતુ. જન્=જન્મવું; ઇત, ભૂતકૃદંતનો પ્રત્યય, 'આ' નારિજાતિનો પ્રત્યય=જનિતા.)

જ્યાં, પ્રિયતમના ભુજથી, 'ઉષ્ણ', ઊંચે શ્વાસે પ્રેમના આવેશથી શ્વાસ તથા શરીરગરમ થયેલાં તેથી, 'ઉષ્ણ' આલિંગનથી, સુરતથી પેદા થયેલી, સ્ત્રીઓનાં અંગની શિથિલતા,

૨ 'ચન્દ્રકાન્ત' ચન્દ્રની કાન્તિ છે જેમાં (બહુવ્રીહિ) અથવા ચન્દ્ર જેવી કાન્તિ છે જેની, (બહુવ્રીહિ) એવા નામનો એક કલ્પિત મણિ; તે ચંદ્રના કિરણથી થાય છે એવી કલ્પના છે; સૂર્યના કિરણથી થાય તે સૂર્યકાન્ત, એમ માનેલું છે; એ મણિ મા-

अक्षय्यान्तर्भवन निधिना स्वामि ज्यां रोज रंगे,
उंचे गाता, धनपतियशो. किन्नरो तेनि संगे,

---

ત્ર કવિયોની કલ્પનામાં રહેલો છે; એ એક જાતનો ચિન્તામણિ જેને અંગ્રેજીમાં philosopher's stone કહેછે તેવોછે. ચન્દ્રકાન્ત વિષે, એમ કહેલું છે કે રાત્રે ચન્દ્રના કિરણ તેના ઉપર પડે છે એટલે તેમાંથી જળના બિન્દુ ટપકે છે.

હે ધન! જ્યાં, તું ન નડવાથી, વચમા ન આવવાથી, ઇન્દુના, ચન્દ્રમાના સ્વચ્છ અને શાન્ત પાગ—કિરણ તે ચન્દ્રમાના પગમાને લાછે—કિરણથી રાત્રે જલ ટપકતા, દોરીઓની જાળીયોએ ગુંથેલા, એટલે, પલંગની અથવા માળની ચારે બાજુએ કિનાર જેવી દોરીની જાળી કરીને ગુંથેલા ચન્દ્રકાન્ત મણિ, જ્યા, સ્ત્રીયોના અંગની શિથિલતા ટાળે છે.

૯૪—૧ 'અક્ષય્યાન્તર્ભવન નિધિના'; અક્ષય્ય, અખૂટ; અન્તર્ભવન, અન્દરનું ભવન, ઘરની માંહીનો ભાગ, ઓરડા; અન્તર્ભવનમા અખૂટનિધિ, ભંડાર; તેવા નિધિના સ્વામી, ધણી; એવા સમૃદ્ધિમાન્ યક્ષો, જ્યા, નિત્યે, ધનપતિ, (શ્લોક. ૧. ટીકા. ૧. જોવી.) કુબેરના યશ—યશનાં ગીત—ઉંચે, ઉંચે સુરે ગાતા કિન્નરો, ગંધર્વોની સાથે, તાનો લેતા—

ઉંચા સુરથી ગાતા એમ કહેવાનું કારણ કે દેવ લોકો હમેશાં ઉંચાજ સુરથી ગાય છે, તે કદી પણ નીચા, ખરજ મધ્યમના સુરમાં ગાયન કરતા નથી; ગાંધાર ગ્રામથી ગાય છે; તે વિષે કહ્યું છે કે

षड्ज मध्यम नामानौ ग्रामौ गायन्तिमानवाः ।

नतुगान्धार नामानं स लभ्यो देवयोनिभिः ॥

'ષડ્જ એટલે ખરજ, મધ્યમ, નામના ગ્રામ, મનુષ્યો ગાય છે; ગાન્ધાર ગ્રામથી મનુષ્યથી ગવાય નહિ; તે તો માત્ર દેવ લોકજ ગાઈ શકે'

तानो लेता, विबुधवनिता, वारमुख्या सहाय,
वैभ्राजाख्ये, उपवन रुडूं, भोगवे कामि ज्यांय. ९४

चाले कम्पे, अलकथि पड्यां, ज्यांह मन्दार पुष्पे,

---

૨ વિબુધ વનિતા';વિબુધ,દેવ;વિ,વિશેષે કરીને;બુધ=ડાહ્યો,જ્ઞાની; વિબુધની વનિતા=દેવાઙ્ગના,(આ ઠેકાણે)અપ્સરા,તેજ વારમુખ્યા; વારાઙ્ગના=વારની અઙ્ગના; વાર, જન સમુદાય, લોકોની અઙ્ગના; જનસમૂહમા ગાય માટે; વારાઙ્ગનામા મુખ્ય સ્રીયો, તે વારમુખ્યા;

દેવની વનિતાઓ તેજ વારાઙ્ગનાઓ જેમને સહાય, સાથેજ-તે ગાનારીયો, એવા કામી અક્ષય્યનિધિના સ્વામી વૈભ્રાજ નામનું ઉપવન જ્યાં ભોગવેછે.'કામી';સંસારી,સંસારના વિષયમા રહેનારા.

'વૈભ્રાજ આખ્યે ઉપવન'; વિભ્રાજનું તે વૈભ્રાજ; વિભ્રાજ નામનો શિવનો એક ગણેંદ્ર, ગણનો પતિ, તેણે તે ઉપવનનું રક્ષણ કર્યું તે ઉપરથી તેને વૈભ્રાજ કહેછે;

વૈભ્રાજનો બીજો અર્થ એવો છે કે; વિ, વિશેષે કરીને, નાના પ્રકારે એવો અર્થ બતાવનાર ઉપસર્ગ અને ધાતુ, ભ્રાજ્=શોભાથી પ્રદીપ્ત થવું; (તે ઉપરથી તેનો તદ્ધિત) તરેહ તરેહના રંગથી ખીલેલો તે વૈભ્રાજ.

એ કુબેરના અલકા નગરિના બહારના વિસ્તારવાળા બાગનું નામ. એ બાગ વિષે આ કાવ્યને આરંભ કર્યું છે કે તે બાગની રક્ષા કરવાને યક્ષને નીમેલો હતો. એ ઉપવનનું બીજું નામ ચૈત્રરથ; ચિત્રરથનો, તે, ચૈત્રરથ (તદ્ધિત); ચિત્રરથ નામનો ગંધર્વ રાજ, તેની સંભાળ રાખે માટે તેનું નામ ચૈત્રરથ.

વૈભ્રાજ એવી જેની આખ્યા, નામ, છે તે ઉપવન; વૈભ્રાજ નામનું ઉપવન.

૯૫—૧ 'અલકથિ પડ્યાં' અલક, ચોટલો, લટો, બટ; ચોટલામાંથી પડેલા

पत्रच्छेदे, कनक कमळे, कर्णगांथी पडेले,
मुक्ताजाळे, स्तनपसरता, तूटता सूत्रहारे,
रात्री रस्तो, खबर पडतो, कामिनीनो सवारे. ५५

जाणी मानी, धनपति[1] तणा मित्र साक्षात् वसे ज्यां,

---

મન્દારના ફુલથી; મન્દાર નામનું એક દિવ્યવૃક્ષ (શ્લોક. ૮૪. ટીકા. ૩નો શ્લોક જોવો.)

'ચાલે,' ચાલતે કંપવાથી, સકંપ સત્વર ચાલવાથી; સકમ્પ અને ત્વરિત ચાલનું કારણ કે તેમનું ચિત્ત વ્યાકુળ થયેલું; તેથી ફુલ ખરી પડેલાં. એવાં પડેલાં મન્દારનાં પુષ્પથી; તથા પુષ્પનાં પત્રના છેદથી, પત્રચ્છેદ, જે પ્રમાણે, રત્નચ્છાયા (શ્લોક. ૨૧. ટીકા. ૧ જોવી.) પાનડાંના કડકા રસ્તામાં પડેલા તે ઉપરથી; કનકનાં, સોનાનાં કમળ પણ, કાને પહેરેલાં તે માર્ગમાં પડેલાં તેથી; (સ્વર્ગમાં કમળ સોનાનાં થાય છે.) 'મુક્તા જાળે' મોતીની જાળીઓથી; મોતીની જાળીઓ એટલે મોતીની ગુંથેલી સેરો; (માથાની) તે રસ્તામાં ગભગટથી ચાલતે પડેલી તેથી; અને છાતી ઉપર પસરેલા સૂત્રના હાર (મંગલસૂત્ર) તૂટતા જાય—તૂટેલા તે ઉપરથી, કામિનીઓના રાત્રીના રસ્તાની સુરજ ઊગતે, સવાર થતે ખબર પડી જાય છે; કે આ રસ્તે થઈને રાત્રે કામિનીઓ પોતપોતાના પ્રિયને મંદિરે ગઈ છે.

આ અભિસારિકા, એટલે, પ્રિયને મળવાને આતુર થઈને તેની પાસે જનારી કામિનીઓનું વર્ણન છે.

૫૬—૧ 'ધનપતિ;' કુબેર, (શ્લોક. ૧. ટીકા. ૧. જોવી) મન્મથ-કામદેવ. કામનાં, પંચબાણ, મકરકેતુ, મનોભવ, વગેરે ઘણાં નામ છે.

मदनोमन्मथोमारःप्रद्युम्नो मीनकेतनः।
कन्दर्पोदर्पकोऽनङ्गःकामः पञ्चशरःस्मरः॥

वारेंवारे, भयाथि नधरे, मन्मथे चापतो त्यां;
सभ्रूभङ्गे, मुकति नयने, कामि लक्ष्येज² वागे,
तेनां कार्यो, चतुर वनिता विभ्रमे सिद्ध लागे. ९६

---

शम्बरारिर्मनसिज:कुसुमेषुरनन्यज: ।
पुष्पधन्वा रतिपातिर्मकरध्वज आत्मभू : ॥

કામનાં પાંચ બાણ કલ્પ્યાં છે; તે ઉપરથી તેને, પંચબાણ, પંચ-શર, એમ કહે છે; એ પંચ બાણનાં નામ, ૧ હર્ષણ, હર્ષ કરાવે તે; ૨ પ્રહર્ષણ, ઘણો ઉત્સાહ ઉપજાવે તે; ૩ મોહન, મોહપમાડે તે, ૪ મુર્ચ્છન, મૂર્ચ્છા ખવરાવી દે તે; ૫ વિકર્ષણ; ભાન ભુલાવી દે તે; તેબાણના ફળ અથવા અણિને ઠેકાણે પાંચ ફુલ કલ્પેલાંછે, તેથી તેને, પુષ્પધન્વા, કુસુમશર, કહેછે.

તે પાંચ ફુલમાં ૧ અર્વિન્દ, એક જાતનું કમળ; ૨. અશોક; ૩. શિરીષ; ૪આમ્ર, આંબાનું ફુલ એટલે મોર; ૫ ઉત્પલ, કાળું કમળ, કેટલાક; ચંપો; આંબાનો મોર; કેસર; કેવડો; ખીલીનું ફુલ, તેને પંચશર ગણે છે; કેટલાક; મોગરો; જુઇ; એ પાંચમાં ગણે છે. જુદા જુદા ગ્રંથકારે મન પ્રમાણે માન્યાં છે.

ધનપતિના મિત્ર, શિવ, જ્યાં, એટલે, કૈલાસ ઉપર, અલકા પાસે, સાક્ષાત્ વસે છે એમ જાણીને તેને, શિવજીને, માનીને, માન આપીને, મન્મથ પણ, ભયને લીધે—શિવે તેને બાળી નાંખ્યો હતો તે કથા પ્રસિદ્ધછે—ત્રાસ પામીને, વારેવારે તે પોતાનું ચાપ, ધનુષ ધરતો નથી, ધારણ કરતો નથી; ત્યારે તેનું કામ શી રીતે ચાલે છે એમ લાગે તો, તેની કાર્ય સિદ્ધિતો—

૨ 'લક્ષ્યે;' લક્ષ્ય = નિશાન (ધાતુ. લક્ષ્ = એક દૃષ્ટિયે જોવું; ય, ભવિષ્ય કૃદંતનો પ્રત્યય.)

ભ્રૂ ભંગની સાથે, ભ્રૂ = ભમર; ભમરનો ભંગ, ભાંગવું, કમાનની પેઠે વાંકુ સીધું વળવું; ચેષ્ટાથી ભમર હલાવવા, તે ભ્રૂભંગ, તેની સાથે, તે સભ્રૂભંગે, નયનથી મુકતી, બાણ કે દે તેમ દૃષ્ટિ નાં-

वस्त्रो चित्र्यां, मधु नयनना खेल कर्वेन ड़ाह्युं,
पुष्पो खील्यां, सहित[1] कुंपळे, भूषणे भव्य भाव्युं,
लाखो राती, चरण कमले[2] न्यासने योग्य लक्ष,
देनारुं ज्यां, सकल अबला मण्डनो कल्पवृक्ष. ९७

त्यां ठेकाणुं, धनपति थकी, उत्तरे छे अमारुं,
दूरे देखे, सुरपति धनू सारखा तोरणाळुं[1],

---

ખતી, ચતુર સ્ત્રીયોના વિભ્રમ, ( વિશેષે કરિને ભ્રમમાં નાંખે તે વિભ્રમ.) આંખના હાવભાવ, નખરાંથી તેનાં (કામનાં) કાર્ય સિદ્ધ થતાં લાગે છે, સિદ્ધ થાય છે; એટલે, ત્યાં સ્ત્રીયોની દૃષ્ટિમાં એવો મોહન મંત્ર છે કે પુરૂષો તેથી ઘાયલ થઇ જાય છે.

૯૭ ૧ 'સહિત કુંપળે'; કુંપળો સહિત; પાનડાં સહિત, પુષ્પો. (શ્લોક. ૮૯ની ટીકા જોવી.)

૨ 'ચરણ કમલ ન્યાસ'; ચરણ—પગ રૂપી કમલના ન્યાસને—મુકવાને (ન્યાસ શબ્દને માટે શ્લોક. ૫૧ ટીકા. ૨ જોવી.) યોગ્ય, ઘટતી, કારણ કે રંગથી શોભા આપે, એવી લાખો—લાખ; તેનો રંગ—અળતો કહે છે તે—પગની પાનીએ લગાવે તેથી પગ મુકે ત્યારે રાતાં પગલાં પડે (શ્લોક ૪૮ ટીકા ૧ જોવી.) અથવા, ચરણ કમલના ન્યાસ, એટલે ચરણ કમલ ઉપર નાખવાને, ઉપર મુકીને રંગવાને યોગ્ય રાતી લાખો; તે લક્ષ=જો. ચિત્રેલાં વસ્ત્રો, નયનના ખેલ કરાવવામાં નિપુણ મધુ, ખીલેલાં ફુલ, ભવ્ય—સુંદર પ્રકાશમાન્ ભૂષણ, ઘરેણાં, મન ગમતાં, પગ રંગવાને લાયક લાખો, એ સઘળાં અબળાઓનાં 'મંડન' શૃંગારની વસ્તુઓ, આભરણ, આપનારૂં જ્યાં કલ્પવૃક્ષ છે; જે જોઇએ તે આપે;( શ્લોક. ૮૪. ટીકા. ૩.)

૯૮—૧ 'તોરણાળું;' તોરણવાળું; તોરણ=દરવાજાની કમાન; તે, મુ-

जेना बागे, तनय करियो मारि कान्ताथि रक्ष्यै,[2]
हस्ते लैये, गुछथि नमतो, बाल मन्दार वृक्ष. ९८

रपति= इंद्रना धनुष जेवी; एवा रंग भरेली; ते तुं दूरथी देखीश; एवा दरवाजा-वाळुं, धनपति थकि—धनपतिनां मंदिरोथी उत्तरमां मारूं स्थानछे.

२ 'रक्ष्य;' रक्षण थाय तेवो, रक्षण थतो, मारी कान्ता—वहुए, रक्षण करेलो; संभाळीने पाळेलो, उछेरेलो; पाणी पाईने उछेरेलो, तेथी 'तनय करियो;' तनय—छोकरो, पोताना पुत्र जेवो करी राखेलो, हस्ते लैये (एवा), उभा उभा हाथेथी तोडी लेवाय एवा गुरछाथी नमतो, नीचो नमी जतो, लची पडतो, बाल, नहानो, मन्दारवृक्ष मारा मन्दिरना बागमां छे.

बागमां छोडने पाणी पाईने उछेरवा ने तेने प्रीतिथी संभाळवा ए कालिदासने घणुं प्रिय जणाय छे. दुष्यन्तने शकुन्तलानुं प्रथम दर्शन थायछे ते वख्त पण शकुन्तला तेनी बे सखीओ साथे छोडने नहाना नहाना घडा लईने पाणी पाती दृष्टिये पडे छे; शाकुन्तलनाटकमां तो वारंवार वृक्ष, वेलीओ अने फुलनो प्रसंग आवे छे; तेमां शकुन्तलानी वन ज्योत्स्ना नामनी माधवी वेल उपरनी प्रीति,तथा सासरे जती वख्त ते वेलनो वियोग थाय छे त्यारे शकुन्तलाना वचन वगेरेथी स्वाभाविक सृष्टिसौंदर्यना दर्शननी हद करी नांखी छे.एना बीजां काव्योमां पण एवा दाखला वारे वारे जोवामांआवे छे:—

अतन्द्रितासास्वयमेववृक्षकान्।
घटस्तनप्रस्रवणैर्व्यवर्धयत् ॥
गुहोऽपियेषांप्रथमाप्तजन्मनां।
नपुत्रवात्सल्यमपाकरिष्यति ॥

अने रघुवंशनो प्रख्यात श्लोक; कुमार संभव.

एमां वापी, मरकत[1] शिला पायरी बांधि छेने,<br>
ढांकी हेमी कमल खिलवे, नाळ वैदूर्य[2] जेने;<br>
जेना तोये वसति[3] करता, हंस जोइ तने ने,<br>
शोके मूक्या, मन नव धरे, मान छे पास तेने. ९९

---

अमुंपुरःपश्यसिदेवदारुं ।<br>
पुत्री कृतोऽसौवृषभध्वजेन॥<br>
योहेमकुम्भस्तननिःसृतानां ।<br>
स्कंदस्यमातुःपयसांरसज्ञः ॥

९९—१ 'મરકત શિલા;' એક જાતનો લીલો મણિ; પાનું (શ્લોક. ૪૪ ટીકા ૨ જોવી.) લીલા મણિનો પાયરી, પગથીયા બાંધેલી વાપી, વાવ, એટલે સરોવર, મોહોટા ઓઝ જેવું;

૨ 'વૈદૂર્ય;' વિદૂરમાં થયેલો તેવૈદૂર્ય, (તદ્ધિત.) વિદૂર નામનો એક પર્વત, અથવા દેશ; વિદૂરનો મૂળ અર્થ, વિશેષે કરીને, ઘણું દૂર; ઘણો દૂર દેશ; ત્યાં પેદા થનારા મણિ; તેનો રંગ કાળો કહેલો છે. કાળા મણિ;

કાળા રંગના મણિની નાળ, નળી, તેજ જેના પાવ, એટલે પગ, એવા 'હેમી' સોનાના કમળથી (શ્લોક ૮૪ ટીકા ૧ શ્લોક ૯૭ ટીકા ૨નો વચલો ભાગ, જોવો.) ઢંકેલી, એટલે, આખા સરોવરમાં કમળ ઊગેલાં;

૩ 'વસતિ;' 'વસતિ કરતા;' રહેતા; રેહેવાનું ઠેકાણું કરતા, (શ્લોક ૫૫ ટીકા ૧ જોવી.) હંસ, માન, માનસરોવર, માનસ, (શ્લોક ૧૫ ટીકા ૪. શ્લોક ૮૪. ટીકા ૧ જોવી.) પાસેછે તોપણ, તને જોઇને હંસ ત્યાં જવાને ઉત્સુક થાય તોપણ (શ્લોક ૧૬ ટીકા ૧.*જોવી.) ત્યાં જવાને બીજા હંસો તત્પર થાયછે તે વખત પણ, તે હંસ, શોકથી મુક્ત થયેલા, એવું રૂડું સરોવર જોઇને મુખમાં વસેલા હંસ,

ने तीरे, रचित शिखरी, राजता इन्द्रनीले,
ीडा शैले, कनक कदली कोट फेलाइ खीले,
ान्ते फर्की तडितथि तने जोइने, त्रास नन्दे,
ारुं हुं, गृहिणिप्रिय ए टेकरी चित्तमन्दे. १००

---

માનસરોવરને 'મન નવ ધરે,' મનમા ધારતા નથી; માનસરોવર જવાની અપેક્ષા કરતા નથી, અને તેની અવગણના કરે છે; એવું સારૂ સરોવરછે.

—૧ 'ઇંદ્રનીલે,' ઇદ્રનીલ; એક જાતનો નીલમણિ; (શ્લોક ૬૭ ટીકા ૧ નો છેલ્લો ભાગ 'ઇંદ્રનીલ' વિષેનો જોવો.) તેવા રાજતા, શોભીતા, મણિથી રચાયલા શિખરવાળો, શિખરી (શિખર શબ્દને ઇન્ પ્રત્યય લાગવાથી શિખરી, પ્ર. એ. વ. પર્વત, ટકરો;) ઇંદ્રનીલમણિના શિખર વાળો;

૨ 'ક્રીડાશૈલે;' ક્રીડાશૈલ, ક્રીડા કરવાને, રમત કરવાને, ફરવા હરવાને બનાવેલો ટેકરો (શ્લોક ૮૧ ટીકા ૨ જોવી) 'તને તીરે' તે સરોવરના તીર ઉપર, તેના કિનારા ઉપરછે; તેને 'કનક કદલી,' સોનાની કેળોનો કોટ વીંટી લે છે; તેની આસપાસ સોનાની કેળોનો કોટછે. શ્યામ શિખરવાળો ટેકરો અને કનક કદળિનો કોટ તેથી, તારે પ્રાન્તે—પ્રાન્ત, એટલે, મોહોટો ભાગ,—તેમા ફરકતી, તડિત (સં. તડિત્) = વિજળી, વિજળીથી, વિજળીચોવાળો તને જોઇને, હે ઘન! તે ટેકરીને સંભારવાથી, તેના અને વળી ત્યા રમનારી, ફરનારી પ્રિયાના વિરહથી ત્રાસ પામીને, અને એવો, તારા જેવો નીલ, શ્યામ, અને સોનાની કેળોથી વીંટાયલો, એટલે તારા ભાગમા જેવી વીજળીછે તેવો ક્રીડાશૈલ મારોછે એમ જાણીને 'નન્દે,' આનન્દે, સહર્ષ, તે, ગૃહિણી, (અપ. ઘરુણી) મારી ઘર વાળીને પ્રિય એવી ટેકરી, હું મન્દ ચિત્તથી, વિયોગ, તેથી, મન્દ થયેલા અન્તઃકરણથી તને તેના સરખો જોઇને સંભારૂ છું; તું જોઇને મને તે સાંભરી આવેછે.

रक्ताशोके चल अति अने, केसरे अत्र कान्त,
पासे ऊभा, कुरुबक विंट्या माधवी मंडपान्ते;[1]
प्हेलो मारी तुल तुं-सखिना वामपादाभिलाषी,
वांछे बीजो, वदन मदिरा, दोहदेच्छा[2] निवासी. १०१

---

૧૦૧—૧ 'મંડપાન્ત;' મણ્ડપ,=માંડવો; માધવી વેલના માંડવાને અન્તે=અન્ત્યે, છેડે; તે માંડવાની આગળ; કુરુવક નામના ફુલના છોડથી વીંટાયલા માંડવાને છેડે; 'રક્તાશોક,' રાતો અશોક, એટલે, રાતા ફુલવાળો અશોક—આસોપાલવને અશોકનું નામ આપેલુંછે—અને કેસર, કેસરનો વૃક્ષ 'અત્ર,' એટલે, આ ઠેકાણે, તે ઠેકાણે, એ ક્રીડાશૈલ ઉપર છે; કાન્ત કેસર, કાન્તિમાન્ કેસરનો વૃક્ષ; કેસરનો છોડ ઘણો સુશોભિત હોયછે; અને રાતા ગુચ્છાવાળા અશોક વિષે, સરવુલિયમ જોન્સ કહેછે કે, The vegitable world scarcely exhibits a richer sight than an Aso'ka tree in full blosson.

'ફાલેલા તરવરોમાં અશોક જેવું સૌંદર્ય વનસ્પતિની સૃષ્ટિમા ભાગ્યેજ જોવામાં આવશે', તે અશોક અતિચલ, ઘણો ચપળ, હાલતો; એટલે તેના પાનડાં હાલતાં.

૨ 'દોહદેચ્છાનિવાસી;' દોહદ; દોહ, ના. ન. જા.=દોહોવું; (दोहंददाति દોહ, દોહોવાને આપે તે દોહદ; ददाति ધાતુ. દા=આપવું. દોહોવાનું પ્રાપ્ત થાય જેથી, જેનાથી પ્રસવ થાય અને દુધ આવે, તે ઉપરથી મતલબ કે, જેથી ફુલ ફળની પ્રાપ્તિ થાય તે—વૃક્ષ હોયતો—જેથી તેને ફુલ આવે ફળ આવે તે દોહદ; દોહદ, એટલે, ગર્ભાધાનની અવસ્થા; (તે ઉપરથી, સગર્ભાસ્ત્રીને થતી ઇચ્છા.)

દોહદ+ઇચ્છા=દોહદેચ્છા; દોહદની ઇચ્છાથી, ઇચ્છા સહિત નિવાસ કરનાર; દોહદ, ગર્ભ ધારણ કરીને, સ્ત્રીના સંબંધમાં બાલકની, અને વૃક્ષને સંબંધે, ફુલફળ આપવાની, ઇચ્છાથી, ઇચ્છા સહિત, ઇચ્છા રાખીને, નિવાસ કરનાર, સ્થિતિ કરનાર, ત્યાં ઊભેલા, ઉગીને રહેલા બે વૃક્ષ, રક્તાશોક અને કેસરછે; તેમાંથી પહેલો

ने ते मध्ये, स्फटिक उपरे, काञ्चनी[1] यष्टि एक,

એટલે, અશોક, 'મારી તુલ', મારી પેઠે, તારી સખીના, એટલે, મારી પ્રિયાના વામપાદનો અભિલાષીછે અને બીજો, એટલે, કેસરનો છોડ, તેની વદન મદિરા વાંછેછે. પ્રીતિની રીસમાં તર્છોડીને એનો વામ, ડાબો—અથવા આ સંબંધમાં વામ એટલે સુંદર એવો અર્થ પણ લેવાય—તે વામપાદ, પગ મને મારે એવી મારી ઇચ્છા, તેના સરખીજ, તેના વામપાદની ઇચ્છા રાખનાર, તેથી, વામપાદાભિલાષી, અશોકછે; મારી પેઠે એ અશોક તેના વામ પગનો અભિલાષીછે; અને કેસર તેના વદનની, મુખની મદિરાની ઉત્સુકપણે ઇચ્છા રાખેછે. મુખની મદિરા, એટલે, મુખમાંની મદિરા; વદનરૂપી મદિરા એવો અર્થ પણ થાય; એટલે, હું જેમ, તેના વદન સ્પર્શનો, અધર સ્પર્શનો ઉત્સુકછું તેમ, તે કેસર પણ તેનું મુખ અડકે તેને માટે ઉત્સુક ઉભોછે; મુખમાંની મદિરાનો ઉત્સુક એટલે, મુખમાંની મદિરા તેનાઉપર રેડે; એક કોગળો રેડે એવી ઇચ્છા રાખેછે; નવવધૂ—છોકરાં થયા વગરની જવાન સ્ત્રી—અશોકના વૃક્ષને તેનો ડાબો પગ મારે અને કેસરના વૃક્ષઉપર મદિરાનો કોગળો કરે તો તે વૃક્ષને ફુલઆવે એવી પૂર્વની કલ્પનાછે;

स्त्रीणांस्पर्शात्प्रियंगुर्विकसतिबकुलःसीधुगंडूषसेकात् ।
पादाघातादशोकस्तिलककुरवकौवीक्षणालिङ्गनाभ्यां ॥

मन्दारो नर्म वाक्यात्पटुमधुहसनाच्चंपकोवक्त्रवाता ।
चूतोगीतान्नमेरुर्विकसतिचपुरोनर्त्तनात्कर्णिकारः ॥

'સ્ત્રીના સ્પર્શથી પ્રિયંગુ, મદિરાનો કોગળો છાંટવાથી કેસર, પગ મારવાથી અશોક, જોવાથી, એટલે, તેના સામું જોવાથી તિલક, આલિંગન કર્યાથી કુરવક, મધુર વાક્ય બોલવાથી મન્દાર, ચતુરપણે ચપલતાથી હસવાથી ચંપક, ચંપો, મુખના વાયુથી આંબો, ગાયન કર્યાથી નમેરુ અને પાસે તેના આગળ ઉભા રહીને નાચવાથી કર્ણિકાર, કરેણફુલેછે; તેમને ફુલ આવેછે'. એવી વિલક્ષણ કલ્પના છે.

૧૦૨—૧ 'કાઞ્ચની યષ્ટિ'; કઞ્ચની; કાઞ્ચનની, સોનાની; યષ્ટિ, (જેષ્ટિકા),

मूळे बांधी, मणि नवनवा वांस जेवाथि ल्हेके;
ताले वागे वलयज रूडां, मारि कान्ते नचाव्यो,
वेसे जै ज्यां, दिवस विगमे, मोरलो मेघ भाव्यो. १०२

एवां साधू! हृदय मुकियां लक्षणे[1] लक्षजोजे,
द्वारे भींते, वपुथि चितर्यां, शंखने[2] पद्म जोजे;

---

લાકડી, (આ ઠેકાણે); નહાનો સ્તંભ, નિવાસ દંડ;
અને તે બે વૃક્ષના વચમાં સ્ફટિક ઉપર, ચકચકતા સંકેત પત્થર ઉપર; 'સ્ફટિકની એક આટલીને' તેના ઉપર, મુળમાં, 'એટલે, નીચેના ભાગની આસપાસ, નવા કાચા લીલા વાસના રંગ જેવાજ રંગ વાળા મણિથી બાંધેલી એક સોનાની યષ્ટિ, સોનાનો પાતળો લાંબો થાંભલોછે;ને ત્યાં,મારી કાન્તાએ,પ્રિય ભાર્યાએ,તાલ દેતે, તાળીયો વગાડતે, 'વલય', કંકણ વાગે, વાગતાં જાયને, નચાવે, નચવતી જાય, એવો મોર, 'મેઘ ભાવ્યો', મેઘને મન ગમતો, મેઘને પ્રિય, મોરને મેઘ પ્રિય અને મેઘને મોર પ્રિય (શ્લોક. ૬૧ ટીકા. ૨ શ્લોક. ૪૯ ટીકા ૧ જોવી.) તેથી 'મેઘ ભાવ્યો' મોર જ્યાં, જે થાંભલા ઉપર, દિવસ વિગમે, દિવસ આથમતે, (વિગમ=અન્ત, અવસાન) ઉડીને બેસેછે, અને પેલી નચવે તેમ નાચેછે—નાચતો; અમે બે ભેગાં હતાં ત્યારે એમ થતું.

૧૦૩—૧ 'લક્ષણે'; લક્ષણ, ચિન્હ, નિશાનિયોથી લક્ષજો, જે (સ્થાન); જે ઠેકાણું, જે આવાસ, એવા—ઉપર કહ્યા તેવા—ચિન્હથી લક્ષજો, જોજો, જાણજે, ઓળખજે; મતલબ કે, ઉપર કહેલાં ચિન્હથી એ મારૂં ભવન ઓળખજે;

૨ 'શંખને પદ્મ';(અને વળી—બીજી નીશાની આપેછે.)કે,દ્વારે,બારણે ભીંતો ઉપર,'વપુથિ ચિતર્યાં',શરીરથી ચિતરેલાં,શંખ અને પદ્મ જો જે;એટલે,શંખ અને પદ્મની આકૃતિયો ચિતરેલી;ભાવાર્થ એવો કે

मन्दच्छाया, भवन सघळे, हुं गयेथी दिसे छे,
सूर्यास्ते तो, कमल न खरे, शोभितुं कैं मिशेछे. १०३

थैने न्हानो, करि-तनं समो, शीघ्र सम्पात हेतु,
क्रीडा शैले, प्रथमज कह्य, रम्य शृंगे ठरेतुं,

---

મારા ઘરમાં શંખ અને પદ્મના નિધિછે ને તે દ્વારની ભીંતે—એક તરફ શંખ અને એક તરફ પદ્મ—એમ, એવા નિધિછે તે સૂચવવાને ચિતરેલાછે, તે જોજે; નવનિધિ કહેલાછે તેમાંના એ બ; તે નવનિધિ નીચે પ્રમાણે.

पद्मोऽस्त्रियांमहापद्मःशङ्खोमकरकच्छपौ ।

मुकुन्दनन्दनीलाश्चखर्वश्चनिधयोनव ॥

'પદ્મ, મહાપદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુન્દ, નંદ, નીલ, અને ખર્વ'. 'મન્દચ્છાયા';—જે પ્રમાણે-'રત્નચ્છાયા' (શ્લોક ૨૧ ટીકા ૧ જોવી.) મારા ગયાથી હમણાં ભવન, ભવન ઉપર, ઘરમાં, ઘર આસપાસ, મન્દચ્છાયા દીસેછે; મન્દ, ઝાંખી, છાયા (શ્લોક ૨૧ ટીકા ૧. જોવી.) તેજ, આભાસ; એની આસપાસનું તેજ જતું રહ્યું છે; ઉજલાટ જતો રહ્યો છે; ઝાંખો પડી ગયો છે; જેમ કમળને શોભાવનાર સૂર્ય નથી હોતો ત્યારે કમળ 'કંઈ મિશે,' કંઈ મસે, એના વિયોગનાગસથી, એ બહાને, ઝાંખું, અને મન્દ પડી ગયેલું હોય છે; તે પ્રમાણે.

૧૦૪—૧ 'કરિ-તન;' કરી=હસ્તી; કર, હાથ; કર+ઇન્, યુક્તનો અર્થ બતાવનાર પ્રત્યય=કરિન્; તેનું પ્ર. એ. ૧. કરી, હાથી, હાથીની સૂંઢ તે, તેનો હાથ ગણીને, હસ્તી, કરી, એવું નામ છે. 'કરિ-તન,' હાથીનો છોકરો; નહાનો હાથી; તન (સં. તનય.) હાથીના બચ્ચા જેવો નહાનો થઈ જઈને; 'શીઘ્ર સમ્પાત હેતુ' શીઘ્રસમ્પાતના કારણથી, ત્વરાથી એકદમ પડવાના હેતુથી; એકદમ

छाजे अन्तर्भवन पडती, कांति अल्पाल्प माझी,
खद्योताली सम विलसती, विद्युदुन्मेष दृष्टि. ૧૦૪

---

સુરત ઊંચેથી નીચે ઊતરવું છે તે કારણને લીધે તું નહાનો થઈ જઈને ‘ક્રીડાશૈલ’ (શ્લોક ૧૦૦ મા જોવો) તે, ઉપર કહેલ ક્રીડા-શૈલ, ક્રીડાશૈલ ઉપર—તેના રમ્ય, સુંદર (ઇંદ્રનીલ મણિનાંક તથા) શૃંગ, શિખર ઉપર—તું ‘હરે,’ હરજે; રહેજે; જરા વિ-શ્રામ લેજે;

૨ ‘વિદ્યુદુન્મેષદૃષ્ટિ;’ વિદ્યુત્+ઉન્મેષ=વિદ્યુદુન્મેષ: શબ્દને અંતે અઘોષ વ્યંજન આવે ને તે પછીના શબ્દને આરંભે ઘોષ વ્યંજન આવે તો પૂર્વના શબ્દના અંતના અઘોષ વ્યંજનનો સજાતીય ઘોષ અલ્પ પ્રાણ વ્યંજન થાય છે તે સંધિ નિયમ પ્રમાણે, ત્નો દ્. વિદ્યુત્=વિજળી; ઉન્મેષ=ઉત્+મેષ (ધાતુ મિષ્=જોવું) અંતસ્થ તથા ઉષ્મા સિવાયનો કોઇપણ વ્યંજન શબ્દને છેડે આવે અને તે પછીના શબ્દના આરંભમાં અનુનાસિક હોય તો પ્રથમના શબ્દના છેડાના વ્યંજનનો સવર્ગીય અનુનાસિક થાય છે; તે નિયમને અનુસારે, ત્ નો ન્, ઉન્મેષ=આંખ મિચકારી-ને ઉઘાડવી; જે પ્રમાણે પ્રેમાનંદ ‘ન મળે મેષોન્મેષ’; નળા-ખ્યાન. વિદ્યુદુન્મેષ; વિદ્યુત્, વિજળી એજ ઉન્મેષ, ઉન્મેષ ના. ન. જા. આંખનું ઉઘાડવું (કર્મ ધારય.) વિદ્યુદુન્મેષ, વિજળી એજ, વિજળીરૂપી, વિજળી કરવી, ચમકાવવી એજ, આંખ-નું ઉઘાડવું તે ઉન્મેષ, તે આંખ મીચીને ઉઘાડવી એજ તારી દૃષ્ટિ; (કર્મ ધારય.) તે દૃષ્ટિ, વિજળી ઝબકાવવારૂપી દૃષ્ટિ કરવી ત-ને ત્યાં છાજે છે; એવી ઝીણી, ધીમી, (કડી નહિ) વીજળી જરા ઝબકીને વળિ રહે ને જરા થાય એવી નરમ નજર ‘ખદ્યોતાલી;’ ખદ્યોતની આલિ, ખદ્યોત, આગીયાની, આલિ પંક્તિ, હાર જેવી વિલસતી, રમણીય દેખાતી દૃષ્ટિ, અન્તર્ભવન, ઘરની અંદરનો ભાગ, જનાનખાનું જ્યાં છે, ત્યાં, પડે એવી રીતે કરવી તને છાજે છે, ઘટે છે; ઘણી સકત, (તેજવાળી) વીજ-

तन्वी श्यामा, शिखरि दशना, पक्व बिम्बाधरौष्ठी,
मध्ये न्हानी, चकित हरिणी प्रेक्षणा, ऊंडि नाभी,

---

બીચો કરીને ત્યાં વિકરાળ પ્રકાશ કરી મુકવો તને ઘટતો નથી; પણ ખદ્યોતની હાર જેવી ચમકતી, અન્તરર્ભવનમાં પડતી, સુંદર વિજળી રૂપી ઝીણી દૃષ્ટિ, ' અલ્પાઅલ્પભાસી ' અલ્પ, અલ્પ, થોડું થોડું ભાસીને, થોડીથોડી પ્રકાશિત કરીને, થોડોથોડો પ્રકાશ માત્ થઈને, કરવી ઘટે છે, કારણ કે ત્યાં પ્રિયા છે; તેને જોવી તને એરીતે ઘટેછે.

१०५—१ 'શ્યામા;' યૌવનમાં આવી રહેલી; જોબનમાં ખીલી રહેલી;

शीतेयाचोष्णगात्रीस्यादुष्णेचस्पर्शशीतला ।

प्रकृत्या सुकुमाराङ्गी साश्यामा कथिता वुधैः ॥

'જે સ્ત્રી સ્વભાવથી શીતકાલમાં ગરમ શરીર વાળી, અને ગ્રીષ્મ કાળમાં અડકવે શીતળ લાગે; પ્રકૃતિથી સુકુમાર અંગ વાળી તેને જ્ઞાનીયોએ શ્યામા કહીછે;'

नाति स्थूल दीर्घाङ्गी नचाति ह्रस्वासस्मित मुखीचं ।

सरासेज पराग गौरी प्रियङ्गु मञ्जरी सवर्णवा ॥

'ઘણું જાડું તથા લાંબું શરીર નહિ, તેમ ઘણું ટુંકુ પણ નહિ. હસમુખી, કમલની રજ જેવી ગોરી, અથવા પ્રિયંગુનીમાંજર જેવા વર્ણની;'

याऽप्रसुता भवेन्नारी तथापि नव यौवना ।

सर्व लक्षण सम्पन्ना श्यामा सा परि कीर्तिता ॥

'જે અપ્રસૂતા, જેને છોકરાં ન થયાં હોય તેવી, પણ નવ યૌવના, સર્વ લક્ષણથી સંપૂર્ણ, તે શ્યામા નામથીગ ગવાયલી છે;' કાંઇક શરીર ઉપર શ્યામ છાયા એવો એ શબ્દમાં ભાસ આવેછે. 'તન્વી;' તનુ. વિ. = નહાનું; (તેને 'ઈ' નારિ જાતિનો પ્રત્યય લાગ્યો એટલે તન્વી.) તન્વી = નહાની, નાજુક.

श्रोणी भारे, अलसगमना, कांइ नम्रा स्तने जे,
धातानी[2] त्यां, युवतिजनमां, आद्यसृष्टी वसे जे; १०५

तेने मारुं, जिवतर विजुं जाणजे थोडबोली,
दूरे तेनो सहचर[1] छते, एकली चक्रवाकी,

---

'શિખરિ દશના;' (શિખરિ=શિખરવાળા, અણિયાળ, અ-ણીદાર, દશન, (શ્લોક ૮૭ ટીકા ૨ જોવી) દાંતવાળી (બહુવ્રીહિ)
'પક્વબિમ્બાધરોષ્ઠી;' પક્વ=પાકેલા, બિમ્બ, એક જાતનું રાતું ફળ, તેના જેવા અધર ઓષ્ઠવાળી; અધર+ઓષ્ઠી=અધરોષ્ઠી; રાતા અધર ઓષ્ઠ વાળી; અધર ઓષ્ઠ=નીચેનો ઓઠ;

'મધ્યે નહાની;' વચલા ભાગમાં, કેંડ આગળ નહાની; નાજુક કમર જેની;

'ચકિત હરિણી પ્રેક્ષણા;' ચકિત=(ભય સહિત આશ્ચર્ય પામેલી) એટલે ઘણી ચપલ દૃષ્ટિવાળી, હરિણીના જેવી 'પ્રેક્ષણા' (પ્ર, ઘણું બળ દર્શાવનાર ઉપસર્ગ, ધાતુ. ઈક્ષ્=જોવું; પ્રેક્ષણા=જોનારી) ચકિત થએલી હરણીના જેવી જોનારી; ચકિત થયેલી હરણીના જેવી દૃષ્ટિવાળી, ચપલ આંખ વાળી;
'ઊંડી નાભિ' ઊંડી જેની નાભિ.

'અલસ ગમના;' અલસ; ના. ન. જા.=આલસ્ય; ધીરે, મન્દ ગતિથી જાણે આળસમાં, વિલાસથી, ખચકીને ચાલનારી; શ્રોણિ=નિતમ્બ.

અને સ્તનના ભારથી કાંઈ નમ્ર; આગળથી જરા નમતી; (આ સ્ત્રીના સંપૂર્ણ સૌંદર્યનું ચિત્ર છે;)

૨ 'ધાતાની;' વિધાતાની; બ્રહ્માની, યુવતિ વિષયમાં, યુવતિના વર્ગમા, 'આદ્યસૃષ્ટિ' તે છે. આદ્ય, પહેલી; સહુથી પ્રથમ સરજાવેલી; સહુથી સારામાં સારી, નિવૃત્તિથી કરેલી; સર્વોપરિ; સહુ સ્ત્રીયોમાં સુંદર.

૧૦૬—૧ 'સહચર'; સાથે વિચરનાર, રહેનાર, વર્તનાર; પ્રિયપતિ; તે

शोके सेकी, कठण दिन आ वर्तमानेज चाला,
थै ए जाणुं, शिशिर मसळी पद्मिनी अन्यरूपा.[2]        १०६

शुं तेनुं आ, प्रबळ रुदने, नेत्रखील्युं प्रियानुं,
निश्वासोना गरम पवने, जे लुखा ओठवाळुं,
हस्ते मूक्युं, मुख नव पुरुं दीसतुं वाळ लांबे,
तुं वींटाये, दुखि सुरतनुं इन्दुनुं दैन्य पामे!        १०७

---

દૂર છતે, એકલી ચક્રવાકી—ચક્રવાકની સ્રી—ચકવી, જેવી; ચક્રવાકનો અને ચક્રવાકીનો વિયોગ ઘણો દુઃસહછે એ વાર્તા પ્રસિદ્ધ છે.
તેને—એવી એ, થોડ બોલી, થોડું બોલનારી, મિત ભાષિણીને—મારૂં બીજું જીવતર—જીવન—જાણ જે.

૨ 'અન્યરૂપા'; અન્ય રૂપવાળી; રૂપાન્તર પામેલી; અન્ય પ્રકારનુ- બીજી તરેહનુ—રૂપ થયેલું; આગળ જેવું, ઉપર વર્ણન કર્યું તેવું કાન્તિમાન્ મદ ભરેલું રૂપ નહિ; પણ છેક દીન કરમાઇ ગયેલી; જેવી, 'શિશિર મસળી પદ્મિની'; શિશિર, શિયાળાએ મસળી નાંખેલી—કરમાવી નાંખેલી—કમલિનિ; શિયાળાને વિયોગ સાથે સરખાવ્યો છે. રૂપ બદલાઇ ગએલું એમ કે 'આ વર્તમાન' ચાલતા, આ જુદાઇના દિવસોમાં શોકે સેકેલી તેથી.

૧૦૭—૧ 'ઇન્દુનું દૈન્ય';
એવી લેવાઇ ગએલી દયામણા મુખવાળી હું તેને દેખુ છું એમ કરીને કહે છે; કે શું તેનુ આ પ્રબલ રુદનથી, ઘણું રોવાથી, 'નેત્ર ખીલ્યું' ખીલેલા નેત્રવાળું, અને વારે વારે નિશાસા નાખવાથી સુકાતા ઓઠવાળું, હાથ ઉપર—બેશીને ઢીચણ ઉપર હાથ રાખીને તે ઉપર—મુકેલું, લાંબા વાળ આસપાસ આવેલા તેથી પૂરૂં ન દેખાતું, પ્રિયાનું મુખ, વાદળાં લપટાયે, ઝાંખા પ-

तारे सामी, नजर पडशे, ते बलिव्याकुलावा,
मारा जेवुं, विरहतनु वा, भाव ग्राम्युं लिखन्ती,
पूछन्ती वा, मधुर वचनी सारिका पाळि तेने,
कैं भर्तानुं स्मरण रसिके! तुंय तेने प्रियाने? ૧૦૮

उत्संगे वा, मलिन वसने, सौम्यें! नांखीने वीणा,

---

ડી ગયેલા મન્દચન્દ્ર જેવુ દેખાય છે? એટલે એવુ દેખાય છે. દુખિ સુરતનું એટલે, દુઃખી મૂર્તિ જેની; કલેશ યુક્ત આકૃતિ વાળું 'ઇન્દુનુ દૈન્ય,' ચન્દનું દીનપણું, ગરીબાઈ, પામે છે? લાંબા વાળ મુખ ઊપર લપટાયલા તેને કાળા વાદળ સાથે સરખાવીને કહેછે કે તું વાંટાયાથી દુખી સુરતના ઇન્દુના જેવું દૈન્ય એના મુખમાં દેખાય છે; એવું મન્દ ફીકું પડી ગયેલું દેખાયછે.

૧૦૮—૧ 'બલિવ્યાકુલા;' બલિ—પૂજામાં વ્યાકુલ, આકુળવ્યાકુળ થઇ ગયેલી; તત્પર; તેમાંજ એક ધ્યાન લાગેલું એવી; તેમાં ગુંથાઈ ગયેલી; તારી નજરે પડશે. એકતો વિરહથી આતુર અને બીજી પૂજાની ખટપટમાં ગુંથાયલી—એમ પણ ખરૂં કે એક નિષ્ઠાથી પૂજાવિધિ કરીશતો મને વહેલો પતિ મળશે; આથી તેની ધર્મવૃત્તિ સહિત વિરહાતુર અવસ્થા સૂચવેછે.

૨ 'વિરહતનુ;'

અથવા મારા જેવું—હું હમણાં દુર્બલ થઇ ગયો છું એવું—વિરહનુતનુ=શરીર 'લિખન્તી;' એક ચિત્તે ચિતરતી; મતલબ કે વિરહ સ્વરૂપજ હું થઈ ગયોછું તેવું મારા જેવું, સાક્ષાત્ વિરહનું એટલે મારૂં શરીર, શરીરાકૃતિ, એટલે છબિ ધ્યાન દઇને કહાડતી હશે; અથવા મધુર વચની સરિકા—મેના—પાંજરામાં પાળેલી તેને પુછતી હશે કે સ્વામિનું કાંઈ સ્મરણછે, એ તને કાંઈ સભારેછે? કારણ કે તું પણ તેને પ્રિયછે.

૧૦૯—૧ 'સૌમ્ય'! (શ્લોક ૭૦ ટીકા ૪ માં જોવું) હે સૌમ્ય! સુંદર ગ-

मारे नामे विरचितपदे, गीत गावा शि कामा,
तन्त्री[2] भीनी नयन सलिले, लोहि नांखे मथन्ती,
वारेवारे, स्वकृत पण ए मूर्छना विस्मरन्ती. १०९

बाकी दहाडा, गमन दिनथी मांडिने अन्तना वा
मूकन्ती ते, भुमि पर गणी ऊमरेथी फुले वा,
संयोगे वा, हृदय कल्पी, पामती मारि संगे,

---

ભીર કાંન્તિમાન્! મલિન વસને, મેલા લુગડામાં; દુઃખમાં સારૂં પહેરવાની કાંઈ દરકાર નહિ તેથી ગમે તેવું જેવુ તેવું વસ્ત્ર પહેરેલું' તેમાં, ઉત્સગે, ખોળામાં વીણા નાંખીને એટલે ક્લેશ સહિત મુકીને—મારેનામે, એટલે, મારૂં નામ માંહી આવે એવી રીત રચેલા પદથી ગીત ગાવાને, એટલે એવા પદનું ગાન કરવાને કેટલી બધી કામા ઉત્સુક, કામ—ઇચ્છા, વાળી;

२ 'તન્ત્રી;' તાર; નયન સલિલે, આંખના પાણીથી, આંસુ પડવાથી ભીના થયેલા તારને, મથીમથીને, દુઃખમાંની દુઃખમાં, લોહી નાંખેછે; પણ ફરીફરીને ગાતાં, વારંવાર, પોતાની કરેલી પોતે ઉઠાવેલી મૂર્છના, સ્વરધ્વનિ, સ્વરનું રૂપ, બધ્ધ આલાપ, ફરીફરી, ભુલી જાયછે; બેસુરી થઇ જાયછે; ઉભરો ભરાઇ આવેછે એટલે ગમતવો બેસુર થઈ જાયછે; (આ દુઃખનું ચિત્ત ભીતીનાંખે એવું વર્ણનછે.)

'મૂર્છના;' સુરનું હલાવવું તેને મૂર્છના કહેછે; સુર નરમ અથવા સ્પષ્ટ કરવો; એક સુરના ત્રણ પ્રકાર થાયછે;' તીવ્ર, કોમલ અને સમ; એ મૂર્છના; ગ્રામનો સાતમો ભાગ; તે ઉપરથી ગવાયછે કે 'સપ્તસૂરતીન ગ્રામ એકઇસ મૂર્છના;' સાત સુર, ત્રણ ગ્રામ, અને એકેકા સુરની ત્રણત્રણ મૂર્છના એટલે એકવીસ મૂર્છનાઓ;

तारे सामी, नजर पडशे, ते बलिव्याकुलावा,[1]
मारा जेवुं, विरहे तनु वा,[2] भाव आव्युं लिखन्ती,
पूछन्ती वा, मधुर वचनी सारिका पाळि तेने,
कैं भर्तानुं स्मरण रसिके! तुंय तेने प्रियाने? ૧૦૮

उत्संगे वा, मलिन वसने, सौम्ये![1] नांखीन वीणा,

---

ડી ગયેલા મન્દચન્દ્ર જેવુ દેખાય છે? એટલે એવુ દેખાય છે. દુખિ મુરતનું એટલે, દુઃખી મૂર્તિ જેની; કલેશ યુક્ત આકૃતિ વાળું 'ઇન્દુનુ દૈન્ય,' ચન્દ્રનું દીનપણું, ગરીબાઈ, પામે છે? લાંબા વાળ મુખ ઊપર લપટાયલા તેને કાળા વાદળ સાથે સરખાવીને કહેછે કે તું વીંટાયાથી દુખી મુરતના ઇન્દુના જેવું દૈન્ય એના મુખમાં દેખાય છે; એવુ મન્દ ફીકું પડી ગયેલું દેખાયછે.

૧૦૮—૧ 'બલિવ્યાકુલા;' બલિ—પૂજામાં વ્યાકુલ, આકુળવ્યાકુળ થઇ ગયેલી; તત્પર; તેમાંજ એક ધ્યાન લાગેલું એવી; તેમાં ગુંથાઈ ગયેલી; તારી નજરે પડશે. એકતો વિરહથી આતુર અને બીજી પૂજાની ખટપટમાં ગુંથાયલી—એમ પણ ખરૂં કે એક નિષ્ઠાથી પૂજાવિધિ કરીશતો મને વહેલો પતિ મળશે; આથી તેની ધર્મવૃત્તિ સહિત વિરહાતુર અવસ્થા સૂચવેછે.

૨ 'વિરહતનુ;'

અથવા મારા જેવું—હું હમણાં દુર્બલ થઇ ગયો છું એવું—વિરહનુતનુ=શરીર 'લિખન્તી;' એક ચિત્તે ચિતરતી; મતલબ કે વિરહ સ્વરૂપજ હું થઈ ગયોછું તેવું મારા જેવું, સાક્ષાત્ વિરહનું એટલે મારૂં શરીર, શરીરાકૃતિ, એટલે છબિ ધ્યાન દઇને કહાડતી હશે; અથવા મધુર વચની સારિકા—મેના—પાંજરામાં પાળેલી તેને પુછતી હશે કે સ્વામિનું કાંઈ સ્મરણછે, એ તને કાંઈ સંભારેછે? કારણ કે તું પણ તેને પ્રિયછે.

૧૦૯—૧ 'સૌમ્ય'! (શ્લોક ૭૦ ટીકા ૪ માં જોવું) હે સૌમ્ય! સુંદર ગ-

मारे नामे विरचितपदे, गीत गावा शि कामा,
[2]तन्त्री भीनी नयन सलिले, लोहि नांखे मथन्ती,
वारेवारे, स्वकृत पण ए मूर्छना विस्मरन्ती. १०९

वाकी दहाडा, गमन दिनथी मांडिने अन्तना वा
मूकन्ती ते, भुमि पर गणी ऊमरेथी फुले वा,
संयोगे वा, हृदय कल्पी, पामती मारि संगे,

---

ભીર કાંન્તિમાન્! મલિન વસને, મેલા લુગડામાં; દુઃખમાં સારૂં પહેરવાની કાંઈ દરકાર નહિ તેથી ગમે તેવું જેવું તેવું વસ્ત્ર પહેરેલું તેમાં, ઉત્સગે, ખોળામાં વીણા નાંખીને એટલે ક્લેશ સહિત મુકીને—મારેનામે, એટલે, મારૂં નામ માંહી આવે એવી રીતે રચેલા પદથી ગીત ગાવાને, એટલે એવા પદનું ગાન કરવાને કેટલી બધી કામા ઉત્સુક, કામ—ઇચ્છા, વાળી;

૨ 'તન્ત્રી;' તાર; નયન સલિલે, આંખના પાણીથી, આંસુ પડવાથી ભીના થયેલા તારને, મથીમથીને, દુઃખમાંની દુઃખમાં, લોહી નાંખેછે; પણ ફરીફરીને ગાતાં, વારંવાર, પોતાની કરેલી પોતે ઉઠાવેલી મૂર્છના, સ્વરધ્વનિ, સ્વરનું રૂપ, બધું આલાપ, ફરીફરી, ભુલી જાયછે; બેસુરી થઇ જાયછે; ઉભરો ભરાઇ આવેછે એટલે ગમેતેવો બેસુર થઈ જાયછે; (આ દુઃખનું ચિત્ત ભેદીનાંખે એવું વર્ણનછે.)

'મૂર્છના;' સુરનું હલાવવું તેને મૂર્છના કહેછે; સુર નરમ અથવા સ્પષ્ટ કરવો; એક સુરના ત્રણ પ્રકાર થાયછે; તીવ્ર, કોમલ અને સમ; એ મૂર્છના; ગ્રામનો સાતમો ભાગ; ત ઉપરથી ગવાયછે કે 'સપ્તસૂરતીન ગ્રામ એકઇસ મૂર્છના;' સાત સુર, ત્રણ ગ્રામ, અને એકેકા સુરની ત્રણત્રણ મૂર્છના એટલે એકવીસ મૂર્છનાઓ;

एवा एवा, रमण विरहे, अङ्गनाना विनोद.[1] ११०

कामे कामे, दिवस न पिडे एटलो तो वियोग
राते जेवो, वहु वहु दुखी निर्विनोदा[1] सखीने,
सन्देशाए, सुखज करवा, जो तुं साथी निशाए,
निद्रा छोडी अवनि शयना, पास जाळी रहीने.,; १११

आधे कर्मी, विरह शयने एक पासे सुतेली,
पूर्वे मूळे, तनु ब्यम काळा मात्र ते चन्द्रमानी,

મૂર્છનાનો મતલબ કે સુર ડોલાવવાની એવી ખુબી કે તેથી મૂર્છા આવીજાય; મોહન મંત્ર જેવી; (मूर्च्छयतीतिमूर्च्छना.)

११०—१ ગમન, એટલે, મારે જવાના દિવસથી માંડીને શાપના અન્ત સુધીના, એટલે મારે પાછા આવવાના દિવસ સુધીના, બાકી રહેલા દહાડા, ગયા તેટલા જતાં બાકી રહેલા દહાડા, ઊમરેથી, દ્વારના ઉમરા ઉપરથી, ફુલવડે, એટલે, દ્વારના ઉમરા ઉપરનાં ફુલ લઇને, દ્વારના ઊમરાની પૂજા કરીને મુકેલાં પુષ્પ, તે લઇલઇને, ભૂમિ ઉપર, તે બાકીના દિવસ, ગણીને મુકેછે, મુકતી હશે; ઉમરા ઉપરનાં ફુલ એકેએકે હાથેવતે લઇને, તેવડે, એક એક ભૂમિ ઉપર મુકીને મળવાને બાકી રહેલા દિવસ ગણતી હશે;

અથવા, હૃદયમાં કલ્પના કરીને, મારો સયોગ પામતી હશે; મનમા એમ ધારતી હશે કે જાણે હું તેને મળ્યોછું; ( આ બધું કહુંછું તેનું કારણ કે ) રમણ—રમાડનાર—પ્રિય સ્વામીના વિરહ સમયમાં, અઙ્ગનાઓના, કામિનીયોના વિનોદ, કાળ નિગમન કરવાનાં મન હરે એવાં સાધનો, એવાએવાજ હોયછે.

वहाडी रात्री, क्षण ड्यम हुंनी साथ इच्छारते जे,
तेनी ते ते, विरहज हुंनां अश्रुए निर्गमन्ती.[1]   ११२

---

૧૧૧—૧ 'નિર્વિનોદા સખીને,' તારી સખી, વિનોદ વગરની, કાંઇ ગમત વગરની, કોઈ એનું મન ખુશીમાં રાખનાર નહિ તેથી, નિર્વિનોદા; તેને દિવસેતો કામમાંને કામમાં એટલો બધો વિયોગ નથી પીડતો, જેવો રાતે પીડા કરેછે તેવો; એ દુઃખમાં ગુમ થઈ ગયેલીને રાતેતો અત્યંત કષ્ટ થાયછે; એવી સાધ્વી, સુશીલ પતિવ્રતાને તુ, નિદ્રા છોડેલી, એટલે, નિદ્રા કયમે કરી નથી આવતી અને ખાટલા કે પલંગ ઉપર નહિ પણ જમીન ઉપર સુતેલી, એ મારી પ્રિયાને, સન્દેશાથી સુખી કરવાને, તું, પાસે જાળી આગળ રહીને, રાત્રે, જો.

૧૧૨—૧

'આધિ', આધિથી, મનની વ્યથાથી 'કર્મી,' કર્માઇ ગયેલી, વિરહ શયને, વિરહના શયન ઉપર, વિરહ— વિયોગ—ને સમયે જેવું શયન જોઈએ તેવા શયન ઉપર,— એટલે, એકાદ ગોદડી નાંખીને, કે, કાંબળાના ગોદડા ઉપર, અથવા પાનડાના શયન ઉપર એક પાસે, પાસું વાળીને સુતેલી, તે એવી નાજુક કે, પૂર્વના મૂળમાં, પૂર્વ દિશાના મૂળમાં, એટલે ક્ષિતિજમાં (અંગ્રેજીમાં Horizon કહેછે તે) ઉગેલી જાણે 'તનુ' નહાની, ચંદ્રમાની 'કળા માત્ર,' એક કળા, ચંદ્રમાની માત્ર એક કળા જેવી (દેખાશે); પૂર્વ દિશામાં એક કળા માત્ર ચંદ્ર ઉગ્યો હોય એવી તે પાસું વાળીને સુતેલી દેખાશે. પૂર્વ દિશામાં કહેવાનું કારણ એમ જણાવે છે કે પાછો સંયોગ થવાનો તેથી સંપૂર્ણ ઉદય.—પ્રકાશ—તેનો થવાનો.

મારી સાથે જે રાત્રિ એક ક્ષણ જેવી કહાડી તેની તે રાત્રિ, વિરહથી થયેલાં, વિરહથી ઉત્પન્ન થયેલાં, વિરહનાં, હુંનાં આંસુ વડે નિર્ગમન કરે છે, કહાડે છે; (શોકમાં કહાડવાની તેથી ઘણી લાંબી લાગે છે.)

पादेन्दूना,अमृत सरखा, जाळ मार्गोथि पेठे,
पूर्वप्रीते, जवुं थयुं त्यहां तेवुं पाछूंज दीठे,
खेदे चक्षू, सलिलथि भरी पांपणे ढांकि देती,
घेरया दीने, स्थल कमलिनी, ना उघाडी न मीची. ११३

निःश्वासोए, अधर कुंपळो सूकवे ने विखेरे-
शुद्ध स्नाने, कठण अलको आवियां गाल तेने;

---

११३—१ ઇન્દુના પાદ, ઇન્દુના પગ—ચંદ્રમાના કિરણને તેના પગ કલ્પેલા છે—ચંદ્ર કિરણ, અમૃત સરખા—અમૃત સરખા શીતળ, ટાહાડા, જાળ માર્ગેથી, જાળિ—જાળિયાને રસ્તેથી અન્તર્ભવનમાં પેઠેલા તેથી, પૂર્વની—તેની પાસે હતો તે વખતની—તેના ઉપર પ્રીતિ તેને લીધે ત્યાં—જ્યાં કિરણ પડતા હોય ત્યાં—જવુ થયું, ત્યાં ગઈ, ત્યાં જશે—તું ત્યાં ગયો હઈશ અને કિરણ પડતા હશે તે વખત, ત્યાં તેકદિ જશે, પણ પાછું જેવા તે કિરણ દેખશે કે તવુંજ તેનું પાછું જવું થશે—આગળનું સુખ સાંભરીને; અને તેથી કરીને ખેદથી, સલિલ, એટલે, પાણીથી ભરેલી પાંપણોએ આંખને 'ઢાંકી દેતી', ઢાંકી દેશે; તે એવી કે, જાણે 'ઘેરયા દીને,' વાદળાથી ઘેરેલા, ઘેરાયલા દિવસે, સ્થલકમલિની, જમીન ઉપર ઉગેલી કમલિની પૂરી ઉઘાડી, ઉઘડેલી, ખીલેલી પણ નહિ અને પૂરી મીચાયલી, સંકોચાઈ ગયેલી, બીડાઈ ગયેલી પણ નહિ એવી તે—તેનું મુખારવિન્દ—દેખાશે; જમીન ઉપર ઉગેલી કમલિની સાથે સરખાવવાનું કારણ કે તેની પ્રિયા ભૂમિ ઉપર વાસ કરનારી છે.

૧૧૪—૧ અધર રૂપી કુંપળો, નિશ્વાસથી એ સૂકવી નાંખે છે; હુંના નિશાસા નાંખી નાખીને એના કોમલ ઓઠ સુકાઈ જાય છે; અને શુદ્ધ સ્નાને, કેવળ પાણીના સ્નાનથી, શુદ્ધ સ્નાન કહેવાનું કારણકે,

हूं आवीने, क्षण पण मळुं स्वप्नमां जाणि, निद्रा
इच्छान्ती ते, सलिल पिडथी पेसतां रोकि मित्रा. ११४

बांधी प्हेले विरह दिवसे, जे शिखा दाम व्हाडी,
शापान्ते ते, दुख रहित मैं छोडवानी अगाडी,
खूंचे तेथी, नख वधि गया हस्तथी वारयन्ती,
वारे वारे, कठिन विषमा, गालथी एकवेणी[1] ११५

---

तेल फुलेल के कांई सुगन्ध युक्त वस्तुथी मिश्रित नहि पण मात्र स्वच्छ पाणीनुं स्नान तेथी कठण थयेलां 'अलको,' चोटलाना वाळ; जटा जेवी, कर्कश थई गयेली कपाळथी गाल उपर आवेली लटो तेने, ते वचमां आवीने पीडा करे तेथी, विखेरी नांखे; अने हुं एक क्षण पण स्वप्नमां पण आवीने मळुं एम जाणीने, सलिल, पाणी, आंसुनी पीडा, विरोधथी रोकेली मित्र जेवी, एटले, मन गमती, मनमां मागेली एवी निद्रा, ते, इच्छे छे; ऊंघ क्यारे आवे क्यारे आवे एम करयां करे छे पण रोत रोते—रुदनने लीधे—ऊंघ आवतीज नथी.

११५—१ 'एक वेणी;' वेणी = बांधेलो चोटलो, अंबोडो; जेवा होय तेवा वाळनो वाळेलो अंबोडो; 'एक वेणी' नो अर्थ एवो छे के, एकज वाळी राखेलो अंबोडो, ते फरीथी समारीने बांधवानो नहि. विधवाओने, लुखा वाळनो बांधी राखेलो अंबोडो; अने विरहीणीने, बांधी राखेलो ते तेनो प्रिय आवीने छोडे त्यारेज छोडाय नहि तो फरीथी वाळवानो नहि, माटे 'एक वेणी;' ते 'एक वेणी' मांथी, कर्कश थयेली वीखरायली लटो, 'तज एक वेणी;' लुखी चोटलानी लटो; जे वेणी, जे शिखा, पहेले विरहने दिवसे, दाम, दामणी-बंधी—कहाडीने बांधेली, ते, दुःखथी मुक्त थयेलो—पाछो आवीने मळेलो हुं, ते, माराथी छोडा-

क्हाडी नांखी भुपण अबला, कूमळुं धारयन्ती,
शय्या खोळे, मुक्युं घडि घडी, दुःख दुःखेथि गात्र;
आंसू नक्की, जल लव भर्युं, तारू मुंकावशे ते,
थाता सर्वे, दुखिथि करूणा वृत्ति आर्द्रात्म[1] छे ते. ११६

---

વધાની; હું મળુ ત્યારે તેને છોડવાનો; એવી 'એક વેણી' તેલ-
વના કઠણ તથા વિષમ—ખડબચડી—થઈ ગયેલી, તેથી, ઝુંએ,
તેથી, નખ વધીગયેલા હસ્તથી, એટલે વિયોગમાં નખ ઉતારેલા ન
હિ, ઉતરાવાય નહિ, તેથી નખ વધિ ગયેલા— તાપસ જેવી બને
લી—તેના હસ્તથી, વારે વારે, એની કઠણ અને કર્કશ વેણીને ત
વારેછે, આગળ આવતી અટકાવે છે, હાથથી પાછી ખશેડેછે,

૧૧૬—૧ 'આર્દ્રાત્મ;' આર્દ્ર.વિ.=ભીનું(તે ઉપરથી,આર્દ્રા—નક્ષત્રકહેવાય
છે)આર્દ્રાત્મ,ભીના આત્મા વાળા.(બહુવ્રીહિ.)ભીના હૃદયવાળા;
કરૂણા દયાથી સુકોમલ હૃદયના(માણસો.)

ભૂષણ—આભૂષણ,શૃંગાર કહાડી નાંખીને,તે અબળા, શય્યાને
ખોળે,હું નથી એટલે બીજા કોના ખોળામાં મુકે તેથી—શય્યાના ખો
ળામાં,સેજની વચમાં ઘડીયે ઘડીયે મુકેલું—ઘડીયે ઘડીયે મુકતી—
ચેન ન પડે તેથી સુવે ને બેસે,સુવે ને બેસે—એમ દુઃખ દુઃખેથી,આમ
તેમ તરફડિયાં મારતી,કોમળ ગાત્ર—અંગ ધારણ કરેછે;એટલે,તેનું
સુકુમાર અંગ, વિયોગના કારણથી ઘરેણાં વગરનું અને દુઃખમાં
લેવાઈ ગયેલું અને એવું બેચેની ભરેલું થઈ ગયું છે; તેથી
તે—એવી દુઃખમાં રીબાતી મારી પ્રિયા, તારૂં, જલનાલવ—બિન્દુ,
ભરેલું, એટલે, પાણીથી ભરેલું, મોહોટું—અન્તઃકરણનું—આંસુ
મુકાવશે; મતલબ કે, એવી પીડાતી દેખીને તને એટલી બધી દયા
આવશે કે તને પણ આંખમાં આંસુ આવશે; કારણ કે, જે ભી
ના—મુકોમલ હૃદયના હોય છે તે હમેશાં દુઃખીને દેખીને 'કરૂ-
ણાવૃત્તિ' થાય છે; કરૂણામય વૃત્તિના,દયામય મનની સ્થિતિ,વાળા—

जाणुं तारी सखि-मन हुमां स्नेहथी व्याप्त एथी,
थै आ वी ए, प्रथम विरहे, तर्कवुं मारुं तेथी;
जाणी मारुं सुभग न खरे, कांइ वाचाळ हुंछुं,
आंखे देखे ,सकळ हमणां, भ्रात जे जे कहुंछुं.[१] ११७

रोक्या चाळा, पसरि अलके, अञ्जने[१] स्नेह शून्य,
बाधा एने वळि मधु तणी, भ्रू विलासेछ न्यून,

---

તે,કરુણાવૃત્તિ (બહુવ્રીહિ.), એટલે, તેમના મનમાં નિશ્ચય,દુઃખી ને દેખીને, દયા ઉત્પન્ન થાય છે.

૧૧૭— ૧
તારી સખીનું મન માગમાં સ્નેહથી વ્યાપ્ત છે તેથી, મારૂં એવું તર્કવું—તે ઉપરથી હું એમ તર્ક કરૂંછું—માનુંછું—કે, એ આ પ્રથમ વિરહે, પેહેલ વેહેલાજ પડેલા વરહની અવસ્થામાં, પેહેલો જ આ મારે ને એને વિયોગ પડ્યો છે તેથી, એ એવી થઈ ગઈ હશે; કારણ કે, હું કાંઈ મારૂ સુભગ, સારૂ ભાગ્ય—એવી રૂડી પ્રેમવાળી અને એકનિષ્ઠાવાળી પવિત્ર સ્ત્રી મને મળી એ મારૂં સૌભાગ્ય—જાણીને, અભિમાનથી હું કાંઈ એમ બોલતો નથી. 'વાચાળ' નથી, બકતો નથી, હું કહુંછું તે પ્રમાણે જરૂર, હે ભાઈ! તને પ્રત્યક્ષ નજરે પડશે.

૧૧૮—૧ 'અંજન સ્નેહ'; અંજન, કાજળ ના સ્નેહ=મૈત્રી થી શૂન્ય; એટલે, અંજનની મૈત્રી વગરનું; એટલે, કાજળ વિનાનું, અંજન રહિત, લુખું અને વળી મધુની બાધા તેથી ભમરના વિલાસ પણ ન્યૂન—ઓછા થઇ ગએલા એવું તથા અલકે, એટલે,વાળની લટાએ પસરીને જેના ચાળા, હાવભાવ, રોક્યા છે, એવું તેનું નયન, હે ઘન! તારે આગ્યે, તું ત્યાં આવીશ એટલે,તું ઉપર આવીશ તે વખત ફરકશે; એ આંખ ફરકે તે શુભનું ચિન્હ;

तारे आव्ये, नयन मनरे! त्यां मृगाक्षीनुं फर्कें,
मीनो हाल्ये चल कमलनी श्रीतुला पामि तर्कें. ११८

डाबो एनो, मुज नख पदे मुंकियो सर्व सत्ये,
मुक्ता जाळी, चिर विरचिती, त्यागियो दैवगत्ये,
गोरो केवो, पुरण घटतो, हस्तथी चांपवाने,
फर्कें ऊरु, सरस कदली स्तंभ जेवो प्रमाणे.[1] ११९

ते वख्ते जो, जलद! कदि ते पामि निद्रा सुखेतो,
त्यां बेशीने, गरजन विना, याम तुं थोभजे तो;

---

२ 'श्रीतुला';
તર્કેથી, તર્ક કરીયે તો તે, પાણીમા માછલાં હાલવાથી જેમ કમળ ચલ—ચપલ, ચલિત—થાય, તેવું દેખાશે; હાલતા કમળની શ્રી—શોભાની તુલા—તુલના પામ્યું—પામશે એમ હું તર્ક કરૂંછું.

૧૧૯—૧ મારા નખનાં પદ=ચિન્હ (શ્લોક. ૫૨. ટીકા. ૧મા જેવુ); બધા જતા રહ્યાં છે તથા ચિરવિરચિતી, ચિર=લાંબા કાળ સુધી, ઘણા દિવસ સુધી વિરાજતી, પહેરેલી મોતીની જાળી તે પણ દૈવગતિથી જેણે તજી દીધો છે, એટલે, મોતીની ભરેલી જાળીનું ગુંથણ આગળ પેહેરવાનો ચાલ હશે—તે પણ જેણે તજી દીધુ છે—વિયોગને લીધે—એવો ડાબો ઊરૂ, ડાબી જાંઘ; સરસ, રસમય કદલિ સ્તંભ જેવી, ફર્કે; તું ત્યાંજઈશ એટલે ફરકશે: એ પણ શુભ ચિન્હ.

૧૨૦—૧ હે જલદ, મેઘ! તે વખ્તે જે તે એમને એમ મારાને મારા વિચારના સુખમાં નિદ્રા પામેલી હોય તો, ત્યાં બેશીને—રહીને, ગર્જન કર્યા વના એક યામ તું ત્યાં થોભજે. યામ=પેહોર;

कण्ठे आवी, प्रणयि मुजने, स्वप्नमां लागि ए जो,
मांहो! तेनी, छुटि भुज लता ग्रन्थिआलिङ्गते जो.[१] १२०

ऊठाडीने, स्वजल कणिये शीत वायू थकीने,
कर्तो शान्ती, वळि नवनवां फूलडां मालतीने,
विद्युद्गर्भो! स्थिर नयनी, तुं रह्ये जाळि लीने,
धीरे धीरो! गरजि अरजी, त्यां वदे मानिनीने.[१] १२१

કારણ કે ઊંઘમા કદી સ્વપ્નમા હું આવ્યો હોઊંતો, હું તેનો પ્રણયિ = પ્રિયતમ (શ્લોક. ૫. ટીકા. ૧. જોવી.) તે, મને કણ્ઠે આવીને વળગેલી, એવી તેની, ભુજલતાની ગ્રંથિ, ગાંઠ, મને આલિઙ્ગતે, છુટી, માંહો ! ન થાઓ !

તે સુતી હોય તો વચમાં ગરબડ નકરીશ; કારણ કે, જો મને સ્વપ્નમા તે ભેટીને સુતી હોય તો તેની ભુજ રૂપી વેલીની ગાંઠ મને વળગતે છુટી ન પડો ! ન પડવા દઈશ. વિઘ્ન કરીને એવા સ્વપ્નમાં ભંગ ન પાડીશ.

૧૨૧—૧ તારાજળની કણિ—કણિયોથી, શીતળ, થંડા થયેલા વાયુથી, વાયુ નાંખીને (આ ઉપરથી તેની સેવા કરવાનું સૂચવેછે.) તેને ઉઠાડીને, તથા, તેની સાથે, વળી, નવા, નવાં ખીલેલા—પ્રભાત થવાને લીધે—માલતીનાં ફુલને પણ, એ પવનથી શાન્તિ કરતો, થંડાં પાડતો—મલ્લિનાથ કહેછે કે આ ઠેકાણે માલતીના ફુલ જેવી પોતાની પ્રિયાની મૃદુતા જણાવે છે—થંડા પાડતો, હે વિદ્યુદ્ગર્ભિ ! વિદ્યુત્ છે જેનો ગર્ભમાં, જેના અન્તરમાં, એવો, તું, મેઘ; વિદ્યુત્ તારા અન્તરમાં, હૃદયમાં, તારી પાસેછે, એટલે, તારી વિદ્યુત્ = વિજળી, તારી પાસે રહેલીછે; તારે વીજળી રૂપી તારી વહુ તારી પાસેછે, તારે તારી ભાર્યાછે, (માટે સાચવજે, તે, મારી પ્રિયા 'સ્થિર નયનની', તારા સામુ ટકટક એક દૃષ્ટિયે જોશે, ને એનું રૂપ અપાર છે, એ.

'भर्ता मित्र प्रिय हुं सधवा! जाणजे अम्बुधारी,
सन्देशो लै, हृदय मुंकियो, आवियो पास तारी,
जे वृन्दोने त्वरित करतो मार्ग लेतां विसामो,
मन्त्री मीठुं, छुटि लट प्रिया केरि कर्वा जतामां.'[1] १२२

---

તજે, રએને તેના ઉપર તું મોહિત થતો,કારણ કે, તારી,વિજળી જેવી વહુ તારી પાસે છે,એવો એ શબ્દ આ ઠેકાણે બામુખાં મુકીને અન્તરધ્વનિ કરે છે.)માટેહે વિદ્યુદ્ગર્ભિ! તે તારા સામી સ્થિર નયનથી, એક દૃષ્ટિએ જોતી, માનિની, માનવતી,—એટલે એક કોઇ સાથે બોલે એવી નથી—માનથી ભરેલી છે, માટે, તેને, તું જાણી આગળ લીન, સ્થિર, રહીને, ધીર રહીને, હે ધીરા ! હે ધૈર્યવાન્ ! ( મતલબ કે, તે વખત એવી સુંદર કામિનીને જોઇને ધીરજ પકડજે),હે, ધીર! એ માનવતીને—એના આગળ,તું મારી અરજી—વિનતિ—ગરજીને—ધીમી ગર્જનાથી—કહેજે, ઉચરજે.

૧૨૨—૧ 'હે સધવા'!—એમ કેહેવાનો મતલબ કે તુ ધીરજ રાખજે તારો સ્વામી જીવે છે—તું મને તારા ભર્તાનો પ્રિય મિત્ર, અમ્બુધારી=જલધર—મેઘ, મારા હૃદયમાં મુંકેલો તારા ભર્તાનો સંદેશો લઇને તારી પાસે આવેલો, મને જાણજે; જે, 'વૃન્દોને' પુરૂષોનાં ટોળાને, પ્રવાસીના વૃન્દોને, માર્ગમાં જે વિસામો લેતાં હોય તથા જે પ્રિયાની—પોતાની વિરહિણી પ્રિયાઓની—લટ એટલે બાંધેલી વેણી, છુટી કરવા જતા હોય તેમને—તેમની વચમાં મીઠું મન્ત્રીને, મીઠા મન્ત્રથી, એટલે, ધીમે સુંદર ગર્જના કરીને, ત્વરિત, ત્વરાયમાન, જવાને ઉતાવળાં, કરે છે; એટલે, હું તેમની વચમા જઇને મીઠી ગર્જના કરીને, તેમની પ્રિયાઓને જઇને મળવાને ઉતાવળા કરૂં છું; એમકે, મને આવેલો જાણીને જાણે કે હવે વરસાદના દહાડા આવ્યા એટલે વેહેલા ઘેર જવું.

ए आख्याने, पवन तनने, मैथिली[1] जोवि जोती,
उत्कण्ठाथी हरखि हृदये, जोइ सन्मान सोती,
कर्णे धर्शे, ठिक थइ पछी, सौम्य! सीमन्तिनीने[2],
भर्ता वार्ता, सुहृदथि मळी, संग सर्खो थती ते. १२३

त्यां आयुष्मन्! मुज वचनथी, आत्म कर्वा कृतार्थ,
कैजे के छे सहचर सखो! रामगिर्याश्रमार्तः[1]

---

१२३—१ 'मैथिली;' सीता; मिथिलानी राजकुंवरी, ते उपरथी, मैथिली; जे प्रमाणे, वैदर्भी, पांचाली; इत्यादि; हमणां यूरोपना देशोमा जेम देशमां रूपवाळी राजकुंवरीने आखा देशनी सुंदरीनुं नाम आपे छे तेवो कांई विचार आगळ आर्योमां हतो एम एवां नाम उपरथी लागे छे; मिथिला, ते हाल उत्तरमां तिरहत कहे छे, तेनुं नाम.

'ए आख्याने'—एवुं कहेतामां—पवन तन—पवन पुत्र—हनुमानने जेवी मैथिली जोती तेम जोती, एटले जेवी रीत रामनो संदेशो लईने पवनपुत्र गयो अने तेने बागमां बेठे बेठे सीताए जेम ऊंचु जोईने जोयो ते प्रमाणे जोती—एम कहीने पोतानी प्रियानुं सौंदर्य तथा पतिव्रत सूचवे छे— ते मारी प्रिया, उत्कंठा सहित—उत्सुक थईने— तथा एवा तारा बोल सांभळीने हृदयमां हरखीने, तारा सामु सन्मान सोती— सहित जोईने पछी ठीक थईने, लुगडां ठीक करी बेशीने, कर्णे धरशे-तुं कहीश ते सांभळशे; हे सौम्य! सीमन्तिनीने—सीमन्त = सेंथी,

२ 'सीमन्तिनी', सेंथीवाळी = सौभाग्यवतीने (श्लोक ८९ टीका ९ जोवी ) सुहृद = प्रियमित्रथी मळेली भर्तानी वार्ता, स्वामीनो संदेशो, संग, संयोग, सरओज, मळ्या बराबर थाय छे.

१२४—१ 'आर्तः' दुःखी; रामगिरि+आश्रम = रामगिर्याश्रम, रामगि-

जीवेछे ने, कुशळ अबळा! ते तने तो पुछे छे,
पूर्वे केवुं, सुलभ[2] दुखनां प्राणियोने ज ए छे. १२४

अंगे अंग प्रतनु तनुमां, गाढ हुंनेथि हुंनुं,
साश्रू अश्रू टपकतुं भरोत्कण्ठ उत्काण्ठि सूनुं
निःश्वासीए, अधिक दुखना श्वासिमां तोडि वेडी,
संकल्पे ते, मळतुं विधिये वैरिये वाट घेरी![1] १२५

---

રિ આશ્રમે આર્ત, અથવા, રામગિરી આશ્રમનો, આશ્રમથી, ત્યાં રેહેવાથી આર્ત, દુઃખી; હે સખી! તારો સહચર—સાથે પ્રવર્તનારો—સ્વામી, ત્યાં વિયોગથી પીડિતછે એમ, હે આયુષ્મન્ ત્યાં તું, મારા વચનથી, હું કહુ છું તે અધિકારથી, તથા તારો આત્મા કૃતાર્થ—કૃત કૃત્ય-સફળ અર્થનો, એટલે, કરવાનું કાર્ય કરેલું, એવો તારો આત્મા કરવાને માટે, એટલે, તેં તારે માથે લીધેલું કામ કર્યું એમ થાય તેને અર્થે, એ પ્રમાણે કહેજે; અને કહેજે કે, એ જીવે છે અને અબળા! તને તે કુશળ પુછેછે; કારણ કે,

૨ 'સુલભ દુખના'; દુખનાં સુલભ, દુખ સહજ આવી પડે એવા પ્રાણીયોને પ્રથમ કહેવાનું, પુછવાનું એજ છે; કે તું કુશળ છે? કારણ કે પ્રાણીયો એવી તરેહનાં બનેલાં છે કે તેમને દુઃખ તરત આવી પડે.

૧૨૫—૧ 'અંગે અંગ'—શરીરે શરીર—શરીરમાં શરીર, પ્રતનુ, ઘણું નહાનું-દુબળું, તે, તનુમાં, તનુ શરીરમાં, દુબળા શરીરમાં, 'ગાઢ હુંનેથી હુંનું' ઘણું હુંનું થયેલું તે હુંના શરીરમાં, અર્થાત્ મારૂં દુર્બલ શરીર તારા દુર્બલ થયેલા શરીરમાં, ઘણું તપ્ત થયેલું તે તારા તપ્ત થયેલા શરીરમાં, સાશ્રુ, અશ્રુવાળું, તે તારા અશ્રુ ટપકતા શરીરમાં, ઉત્કણ્ઠાથી ભરેલું તે તારા ઊત્કણ્ઠિ,

शब्दे केवुं, पण ललचि जे, जो सखी होय ऊभी,
होतो कर्णे चपल कथवा, आननस्पर्श लोभी,
पारे चाल्यो श्रवण थकिने लोचने ए अदृश्य,
उत्कण्ठाथी, रचिपद हुंथी, आम के'तो अवश्य. १२६

---

એટલે, ઉત્કણ્ઠિત, સૂના, શૂન્ય પડી ગયેલા શરીરમા, નિઃશ્વાસો, નિઃશ્વાસ નાંખતું શરીર, તારા અધિક દુખના શ્વાસી, એટલે, તેપણ નિઃશ્વાસી શરીરમા, આ વિયોગના શાપની કેદની બેડી તોડીને, સંકલ્પથી—મનના વિચારથી મળેછે; એક બીજાનું સરખી અવસ્થામાં આવી પડેલું શરીર એક બીજામા, સંકલ્પથી મળી જાયછે, લીન થઈ જાયછે; અર્થાત, મન એક બીજામાં વિલુપ્ત થઇ જાયછે, મળીજાયછે; રસ્તાતો વેરી વિધિયે ઘેરી લીધોછે; કોઇ લુંટારો રસ્તો રૂંધીને ઉભો હોય તેમ; માટે સમક્ષતો મળાતું નથી; પણ અન્તર બેઉના વિચારથી એક થઇ જાય છે; આ અન્તર્ગત ઉન્નત પ્રીતિના ઉત્તુંગ વિચારવાળી ઘણીજ ઉંચી જાતની કલ્પનાની કવિતાછે.

૧૨૬—૧ કહેવાનું શબ્દે હોય, એટલે, બોલીને, ઘાંટેથી બોલીને કહેવાનું હોય તોપણ જો સખી પાસે ઉભી હોયતો, જાણે કાંઇ છાનુ કહેવાનુ હોય એમ બહાનું કરીને, આનન, મુખના સ્પર્શનો લોભી, તારો પ્રિય—મુખે અડકાશે એવા લોભે—જે કર્ણેકથવાને—લલચીને, તારા મુખથી લલચાઈને, કાનમા કહેવાને જે ચપલ, તત્પર, ઉત્સુક, વ્યાકુલ, થતો, તે, હવે, શ્રવણ સાંભળવાથી પણ પાર ચાલેલો, એટલે, તારો શબ્દ પણ સંભળાય નહિ એટલો દૂર ગયેલો, અને લોચનથી અદૃશ્ય એ તારો ભર્તા, પદરચીને, એટલે પદ્યમાં આમ—આ પ્રમાણે—આગળ કહેછે તે પ્રમાણે—કહેછે.

अंगे, श्यामा, चकित हरिणी प्रेक्षणे दृष्टि वेश,
वक्त्रच्छाया, शशि, शिखि तणा पिच्छभारे सुकेश,
जोतो हुंतो, तनु नदि तणां मोजमां भ्रूविलास,
ना दीठुं रे, क्कइं तुं सरखुं, चण्डि! सौ एकपास. १२७

---

१२७—१ 'श्यामा;' प्रियंगुलता—એક જાતની વેલી; તે અંગે; એટલે, શરીરમાં શ્યામા નામની વેલી; એટલે, તારૂં શરીર, શ્યામા નામની વેલીમાં જોઉછું; તારા શરીરનો રંગ શ્યામા વેલમાં દેખાય છે; ચકિત થયેલી હરિણીના પ્રેક્ષણ, (પ્ર. ધાતુ. ઇક્ષ જોવું અન.પ્રત્યય.) જોવામાં તારી દૃષ્ટિનો વેશ એટલે તારા જોવાના લેહેકા; વક્ત્રચ્છાયા; વક્ત્ર, મુખની છાયા, કાન્તિ, (શ્લોક ૨૧ ટીકા ૧ જોવી.) શશિ, ચંદ્રમાં, શિખી, મોરના પિચ્છભારમાં તારા રળીયામણા કેશ જોઉંછું. નહાની નદીના મોજમાં—લેહેરોમાં તારા ભમરના વિલાસ જોઉંછું—એટલે, તે વસ્તુઓ જોઈને તારા તતે લક્ષણ યાદ આવે છે; પણ હે ચણ્ડિ! ચણ્ડી=ક્રોધ ભરેલી દેવી; એટલે, મતલબ એમકે, આવું સાંભળીને તું ક્રોધાયમાન ન થઈશ; કે મારા જેવું એને બીજું કોઈ લાગેછે! એમ કરીને કહેછે કે ચણ્ડિ; કેમકે એનો એવો સ્વભાવ કે એનાજેવી પ્રીતિ બીજા કોઈ ઉપર થાયતો તેને ક્રોધ ચડે, માટે ભયથી કહેછે કે હે ચણ્ડિ! તું રીસ ન કરીશ; કારણકે મેં કહ્યું કે આ પ્રમાણે જુદીજુદી વસ્તુઓમાં હું તારા સુરૂપનાં લક્ષણ જોઉછું, પણ, હે પ્રિયા! મેં તારા જેવું, બીજા કોઈ, એક પ્રાણી કે બીજી કોઈ એકજ વસ્તુ પાસે, એકજ વસ્તુમાં રહેલું, દીઠું નથી; એટલે, તારામાં કહ્યાં તે ચિન્હ બીજી કોઈ એકજવસ્તુ પાસે, એકજ વસ્તુમાં રહેલા મેં દીઠાં નથી; માટે તું રીસ ન કરતી; કારણ કે, તારા જેવુ કોઈ નથી.

काढी तुंने, प्रणय कुपिता, धातु रंगे शिलामां,
हुं पोताने, चरण पडियो, आणवा इच्छतामां,
आंसू प्यारी, वहु वधि पडी, लोपतां दृष्टि पन्थ,
क्रूरो[1] तेमां पण नव सहे संग जोने कृतान्त. १२८

खाली फेल्या, भुज मुज तने, निर्दयालिङ्गवाने,
पामी प्यारी, क्यम पण करी स्वप्नमां निर्खताने,

---

१२८—१. 'કૃતાન્ત;' કૃતનો અન્ત; કરેલાનો અન્ત; કરેલાં કૃત્યનો અન્ત;તે ઉપરથી કૃત્યનો અન્ત લાવનાર, વ્યવસ્થા કરનાર; કાળ, જેને, વિધિ અથવા દૈવ કહેછે.

પ્રણય—પ્રેમથી કુપિત, કોપાયમાન થયેલી—એવી આકૃતિની તને ધાતુના રંગથી—પર્વતમાં હોય તે ધાતુઓના રંગથી, તને, પર્વતમાંની શિલા, સાફ સપાટ શિલા ઉપર, તને, કહાડીને, ચીતરીને, હું મને, મારે જાતે, તું ક્રોધમાં આવી ગયેલી તેથી તારે ચરણે, પગે પડેલો, એ પ્રમાણે તે શિલામાં આણવા ઇચ્છતામાં, એટલે એવી રીતે એ શિલામાં હું મારી જાતને ચીતરવા જાઉંછું એટલામાં આંસુ બહુ વધી પડીને, દૃષ્ટિનો રસ્તો, એટલે, જોવાનો માર્ગ, મારી જોવાની શક્તિ, લોપે છે, દૃષ્ટિ પથનો લોપ કરીદેછે; એટલે મારી દૃષ્ટિ પહોચતી નથી. આંસુને લીધે કાંઇ દેખાઈ સકાતું નથી;એટલાંબધાં પ્રેમથી વિયોગના દુઃખમાં આંસુ આવી જાયછે; માટે જોને આવા વિયોગના વખતમાં, ક્રૂરો, નિર્દય વિધિ તેમાં, એટલે, શિલામાં ચિત્રમાં પણ સંગ, સંયોગ, સહન કરી સકતો નથી; થવાદેતો નથી.

१२९—१ તને સ્વપ્નમાં પામીને, ક્યમ પણ કરીને, એટલે, મથી મથીને, તને જોનારાને, તથા તને નિર્દય આલિઙ્ગવાને, ખાલી, એટ-

निर्खन्तीनां खर खर खरे, त्यां खरे देवतानां,
मोती जेवां, तरु कुंपळमां, आंसुडां ते वधांनां[1]. १२९

फोडी सद्ये, कुंपळ कळिने, देवदारु द्रुमोनी,
गन्धी एनां दुध निकळवे, पर्वस्था आम जोनी,
आलिङ्गु हुं, गुणवति! गम्या ते तुषाराद्रि[1] वात,
पूर्वे स्पर्श्युं, कदि तनु हशे एमणे जाणि वात. १३०

---

ले, तुं तो तेमां नहि, એટલે, નકામા, ફોગટ, મારા હાથ ફેલા-
યલા, એમ પડેલા, મને જોઇને, એવા મને 'નિર્ખંન્તીનાં' જો-
નારી દેવતા-વનદેવતાઓના—(ગૃહદેવતા તેમ વનદેવતા પણ આ-
ર્ય લોકો માનતા; તેને પશ્ચિમના Presiding angelની કલ્પનામાં
ઘણું સરખાપણું છે.)આંસુ, ખરે, ખરખરખરખર, મોતી જેવાં,
તરુ કુંપળમાં ખરેછે,પડેછે; ઝાડનાં પાનડામાં પડેછે; ઝાડ ઉપર
એ વનદેવતાઓ રહે એવી કલ્પનાછે; અને ઝાડનાં પાનડામાં
પડે એમ કહેવાનું તાત્પર્ય એવુંછે કે, જમીન ઉપર આંસુ પડતાં
તે અશુભ ગણાયછે, માટે, કહેછે કે, ઝાડનાં પાનડાંમાં તેમનાં
આંસુ પડેછે; એ વનદેવતાઓને પણ મારી દશા જોઇને આંસુ
આવે છે.

૧૩૦—૧ 'તુષારાદ્રિ'; હિમાદ્રિ, હિમાલય; તુષાર = હિમ.
તરત, ઝડપથી વહાતાંવાત, દેવદારુ-દેવદારનાં વૃક્ષની પાંખડીઓ
ની કળી બંધાયલી તેને ફોડી નાંખીને,અને, તેથી તેનાં દુધ નીક
ળવાથી ગન્ધી,એટલે, સુગન્ધ યુકત,આમ પર્વસ્થા, જોને, આમ,
આ દિશા તરફ આવેલા, આવતા, ત્યાંથી નીકળીને અહિયાં
આવતા,તુષારાદ્રિના, હિમાલય ઉપરના પવનને, ગુણવતિ! ગુણવા-
ળી! હું આલિઙ્ગન દઉંછું; તે પવન, ઉત્તરથી આવતા પવનને

गन्धे धारा¹सिंचि ज्यम भुमी, वक्त्र आ तारुं बाले!
छेटो तेथी, दुरबल मने, पंचबाण प्रजाळे,
घर्मान्ते²आ,वद क्यम जशे, भारि आ दीन केवा,
चारे दीशे पथरि घनने, सूर्यनो अस्त एवा! १३१

न्हानी जेवी क्षण क्यम करी, दीर्घयामा¹ त्रियामा,

---

હું બેઠું છુ, પવન હું બાથમાં લઉં છું; એમ જાણીને કે પૂર્વે--અગળ કોઈ વખત- ત્યાંથી આવેછે તેથી પ્રથમ, તારા શરીરને તે પવન સ્પર્શ કરીને આવતો હશે, આવ્યો હશે, એમ જાણીને હું તેને આલિઙ્ગન દઉં છું;
આના કરતાં વધારે પ્રેમથી ભરેલી કવિતા કેવી કહેવાતી હશે!

૧૩૧—૧ 'ધારાસિંચિ'; ધારાએ-વરસાદની ધારાએ- સીંચેલી; વરસાદની ધારાથી ભીની થયેલી ભૂમિ જેવા ગન્ધવાળું, સુવાસિત તારૂં આ—એટલે આજે તેનું મુખ દેખતો હોય એમ કરીને બોલેછે-તારૂં મુખ અન્તઃકરણમાં જોઉં છું એમ કરીને કહેછે—કે, આ તેવું તારૂં વક્ત્ર-મુખ; તેનાથી, હે બાલે! એટલે, બાલા, નાજુક સુંદરિ! તેનાથી હું છેટે,દૂર, તેથી; દુર્બલ થઈ ગયેલાં-મને, પંચબાણ-પંચશર, કામ-(શ્લોક ૯૬ ટીકા ૧ ના આરંભમા જોવું.) પ્રજાળી-બાળી નાખેછે;

૨ 'ઘર્માન્તે'; ઘર્મ—ઘામ—કહારાતો તાપ, તેને અન્તે, એટલે, તેના અન્તસમયના આ ભારે દિવસ કેમ કરીને જશે તે કહે! આ ચારે દિશાએ વાદળા પસરીને સૂર્ય તો નામ પણ દેખાતોજ નથી એવા કઠણ દિવસ ક્યમ જશે!

૧૩૨—૧ 'દીર્ઘયામા' ના. ના. જા. દીર્ઘ=લાંબા, જેના, યામ (અપ. જામ.) તે ( બહુવ્રીહિ. ) યામ=પોહોર; લાંબા પોહોરવાળી, લાંબા પોહોરની, એટલે, લાંબી; ત્રિયામા, ના. ના. જા. ત્રણ છે યામ જેને એવી(બહુવ્રીહિ.)=રાત્રિ, યામિની (અપ. જામની.); કાર-

सर्वावस्थे, दिन क्यम थशे, मन्दमन्दा दिठामां!
एवुं चित्ते, चटुलनयने! दुर्लभ प्रार्थनाए.
बाळीबाळी, अशरण कर्युं, तुं वियोग व्यथाए. १३२

हुं पोताने, बहुज गणुं छुं, एक आधार आत्मा,
ते कल्याणी! छाळि तुं न जती, तावरे व्हीक आमां;
कोने सर्व, सुख सळ्युं वधुं, दुःख एकान्त कोने,

---

ણ કે રાત્રિના ત્રણ પહોર ગણાયછે.

આ વિયોગની લાંબી લાંબી રાતો, એક ક્ષણ જેવી નહાનીશી રાત થશે? એટલે તું મારી પાસે હતી ત્યારે રાત્રિયો એક ક્ષણ જેવી લાગતી, તેવી ક્યારે થશે? સર્વાવસ્થે—સર્વ અવસ્થામાં—એટલે, સવાર, મધ્યાન્હ, સાંજ, સર્વ વખતે, દિવસની સર્વ અવસ્થાઓમાં દિવસ—આ કઠોર લાગે છે તે-મન્દ મન્દા, નરમ, રળિયામણા, ક્યમ કરીને થશે; તું પાસે હતી ત્યારે જેવા મન્દ, મન્દ, એટલે, સખ્ત નહિ પણ સુખકારક લાગતા તેવા પાછા ક્યારે થશે!, એવું ચિત્તે, એટલે ચિત્ત પણ, એવા વિચારવાળું ચિત્ત, મતલબ કે, એવા એવા વિચાર કરીને મારૂં ચિત્ત, હે ચટુલનયને! ચટુલ = ચાતુર્યયુક્ત ચપળપણું: ચટુલ નયને = ચતુરાઈ ભરેલાં ચપળ નયન વાળી! એવું મારૂં ચિત્ત, એવી, દુર્લભ, ન મળી સકે એવી, સફળ ન થાય એવી પ્રાર્થનાએ, એવી એવી, અશક્ય, પૂરી ન પડે એવી પ્રાર્થનાએ—મનની વિનતિ યુક્ત ઇચ્છાએ—એટલેજ અર્થાત્, તારા વિયોગની વ્યથાએ—એવી એવી પીડાઓએ-મારૂં મન, બાળી બાળીને અશરણ—કોઈ જેનું શરણ નહિ—જેને કોઈનો પણ આધાર નહિ—એવુ કરી મુક્યું છે.

૧૩૩—૧ 'એકાન્ત;'

હું મારી જાતને બહુજ ગણું છું-મારી જાતની બહુજ સંભાળ ગણું

उंचे नीचे, फरतिज दशा, चक्रधारा प्रमाणे. १३३

शापान्ते छे, भुजग[1] शयने, ऊठते शाङ्र्गपाणी;
बाकी चारे, निगम महिना, मीचिने आंख मानी!
इच्छयुं जे जे, विरह गणियुं, आपणे प्यारि साथे,
भावे भोगी, थइशुं सुशरच्चंद्रिकावाळि राते. १३४

---

છું-ને એક મારે આધાર માત્ર મારા પોતાના આત્માનો, મારી જાતનોજ છે, માટે, એમ જાણીને, હે કલ્યાણિ! કલ્યાણ સ્વરૂપિણિ! જ્યાં હોય ત્યાં કલ્યાણ વરસાવે એવી, ઉદાર આકૃતિની, સુંદર હસતા મોહોની! એટલા ઉપરથી તું છળી ન જતી; એકાએક ચમકી ન જતી; અને એમાં—એટલા વાસ્તે-તું કાંઈ મનમાં બીહીક ન રાખીશ; એકાએક એમ મનમાં વિચાર કરીને કે, હાય હાય વન વગડામાં છેકજ એકલો છે તો, એમ મનમાં ઓભકી ન જતી; કારણ કે, સર્વ સપૂર્ણ સુખ કોને મળયું છે? તેમ 'એકાન્ત' એટલે; એકલું'—બીજું કાંઈજ નહિ તેને એકાન્ત કહે છે, એવું, એકલું દુઃખ પણ કોને થાય છે?

દશા તો ચક્ર ધારાના પ્રમાણથી—જે પ્રમાણે ચક્રની ધારા ફરતી જાય તેમ ઊંચે નીચે ફરે છે; એટલે, માણસોની દશા એવી છે; કોઈ વખત, ઊંચી આવેછે કોઈ વખત નીચી જાય છે.

૧૩૪—૧ 'ભુજગ શયને';

શાપાન્ત પણ-શાપનો અન્ત પણ, ભુજગ=સાપ, (શ્લોક ૮૧ ટીકા ૧ જોવી.) સાપના શયન ઉપર-શયન ઉપરથી શાઙ્ર્ગ પાણી= વિષ્ણુ, (શાઙ્ર્ગ નામનું ધનુષ જેના પાણી=હાથમાં છે તે, શાઙ્ર્ગ પાણી.) (બહુવ્રીહિ) (શ્લોક ૬૭ ટીકા ૧ શાઙ્ર્ગ વિષે જોવી.) ઉઠે છે, તે વખત છે; એટલે, દેવ ઊઠી અગિયારશના વખતમાં; માટે બાકીના ચાર મહિના, હે માની! મનનો માની, મા-

ने के'छे के, रहि तुं शयने, कण्ठलग्ना अगाडी,
निद्रा पामी, कइं मिश रुवे सस्वरे जागि लाडी;
अन्तर्हासे[1], कह्युं पछि मने, पूछवे वार वार,
जोयो स्वप्ने, कितव[2] रमतां, बीजिनी साथ सार. १३५

---

નીતી! આંખ મીંચીને 'નિગમ' કહાડ, નિર્ગમ, નિર્ગમન કર. (નિઃ બ હારનો અર્થ બતાવનાર ઉપસર્ગ, ધાતુ,ગમ્=જવું. વિસર્ગની પહેલાં અ, આ, સિવાયના સ્વર આવે અને આગળ ઘોષ વર્ણ આવે તો, વિસર્ગનો રેફ થાયછે. તેથી, (નિર્ગમ.)
'નિશા નહિજાયે નિર્ગમી, મળવા મનડું ગહ્યું ટમટમી.'
ઓખાહરણ

આપણુ જે જે ધરેલું છે-વિયોગમાં ગણી ગણીને રાખેલા જે જે મનના ઉમંગછે તે આપણે સાથે, સુશરચ્ચંદ્રિકા, સુંદર શરદની ચંદ્રિકા—ચંદનીવાળી રાતે ભાવથી ભોગવીશું.
શરદ્ ચંદ્રિકા=શરચ્ચંદ્રિકા; શબ્દના છેડાના ત્, દ્, આગળ ચ, જ, લ, આવે તો, તેના, ચ્, જ્, લ્, થાયછે.

૧૩૫—૧ 'અન્તર્હાસે;' અન્તરના હાસથી; અન્તરમાં હશીને; મનમાને મનમાં હશીને; મોહો મલકાવીને; ગાલમાં હશીને;(વળી કહેછે કે તું આગળ કોઇક વખત શયન ઉપર 'કણ્ઠલગ્ના' ગળે વળગેલી—સૂતેલી હતી; અને નિદ્રા પામીગઇ—ઊંઘીગઇ—પણ પછી જાગીને કંઇ મસકરીને, સસ્વરે—અવાજ સાથે—રોવા લાગી; પછી મેં ઘણું ઘણું પુછ્યું ત્યારે તેં મને અન્તર્હાસ સહિત—ગાલમાં હશીને-અર્થાત્ શરમાઇને—કહ્યું કે હે કિતવ! ઠગારા! ઠગ! મેં તને સ્વપ્નમાં કોઇની સાથે વિલાસ કરતાં જોયો!

૨ 'કિતવ;' ઠગ; કિંતવ, કિં એટલે, શું,તવ= તારૂં; તારૂં શું; કિં, ના અનુસ્વારનો લોપ થઇ જાયછે; એટલે 'કિતવ; જુગાર રમતે એક બીજાને પુછે કે તારૂં શું, એટલે,તું હારે તો શું આ-

आथी जाणी कुशळ तुं अभि[1]ज्ञान दाने मने ने,
लोकावादे, असितनयने! मां त्र्प्रविश्वासि रे'ने;

પવું એ, ઉપરથી કિતવ શબ્દનો અર્થ લુચ્ચો, ઠગારો, એવો થયો છે.

કિતવ કહાનની કિરતી કરતી, લાજતિ નથી લગાર,
ભમર પરે પરઘરનો ભોગી, વનિતા કાં નવ વાર;
વનિતા કાં નવ વાર વિચારી, આંહિ વદછ તું વધૂ વધારી,
વચલિ વાત મેં વેણુમાં વરતી, કિતવ કહાનની કિરતી કરતી.

રેવાશંકર

૧૨૬—૧ 'અભિજ્ઞાન;' અભિ, સામું, પ્રત્યક્ષનો અર્થ બતાવનાર ઉપસર્ગ; જ્ઞાન. ના. નાન્ય. જા. જે સામું બતાવ્યાથી કાંઈપણ જ્ઞાન થાય તે, તે ઉપરથી અભિજ્ઞાન=ચિન્હ, નિશાની;

આથી—આ અભિજ્ઞાન—ચિન્હથી—આ ઉપર કહેલી નિશાનિયોથી તું મને કુશળ જાણીને, હે અસિતનયને! સિત=ધોળું; ધોળું નહિ તે અસિત, તે ઉપરથી, અસિતનો માયનો, કાળું, એવો કરેછે; અસિત નયને! કાળા—એટલે—આંખમાં અંજન આંજેલું એવાં નયનની! એટલે, સૌભાગ્યવતિ! આથી તું મને કુશળ જાણીને, લોકના આવાદ (ધાતુ. વદ્=બોલવું.) બખાળા, તડાકા, પોકાર, જુઠા બકવાદથી તું અવિશ્વાસિ, મારે વિષે વિશ્વાસ વગરની ન રહિશ; લોકના એવા બકવાદ કે એતો આટલા બધા દિવસથી ગયો છે તે કોઈ બીજી સાથે સ્નેહ બાંધી બેઠો હશે, કે ઘર માંડી બેઠો હશે—કે પાછો આવશેજ નહિ- કે મૃત્યુ પામ્યો છે, એવી લોકોની જુઠી નિન્દાને લીધે તું મારા ઉપરથી વિશ્વાસ ઉઠાવી દઈશ નહિ; મારા ઉપર પૂરો વિશ્વાસ રાખજે; કારણ કે, લોક તો કહેછે કે બહુ વિરહથી—ઘણો લાંબો વિયોગ પડે તો—સ્નેહ જાય છે, જતો રહે છે; પણ એ વાત ખોટી છે; કેમકે, 'તે તો,' એટલે, સ્નેહતો.

केह्ले स्नेहो, बहुज विरहे जाय; ते तो अभोगे[2],
व्हाली वस्ते वधु रस भरया, प्रेमराशी, विजोगे. ॥ ३६

आश्वासीने, प्रथम विरहे उग्रशोका[1] सखीने,
ए शैलेथी, त्रिनयन वृषे[2] खात कूटे वळीने,

---

૨ 'અભોગે;' ભોગ નહિ તે, અભોગ; અભોગથી, ન ભોગવ્યાથી; ન ભોગવાય ત્યારે, એટલે, જેટલા દિવસ સ્નેહનો બન્નેથી મળીને અનુભવ ન થાય ત્યારે, મતલબ કે, વિયોગમાં, સ્નેહતો, વહાલીવસ્તે—વસ્તુને વિષે, વધારે રસ ભરેલા, વધારે ઉત્સાહવાળા, પ્રેમનારાશી—ઢગલા—એટલે, પ્રેમના ઢગલા ઉપર ઢગલા થાય છે.

૧૩૭—૧ 'ઉગ્રશોકા;' ઉગ્ર=ઘણોજ તીવ્ર; ઘણોજ ભારે શોક કરતી, અત્યન્ત શોકવાળી તે, ઉગ્ર શોકા, તારી સખીને આશ્વાસીને, આશ્વાસન કરીને (આ, હદનો અર્થ બતાવનાર ઉપસર્ગ; ધાતુ, શ્વસ્=શ્વાસ લેવો ને મુકવો.) તે ઉપરથી, આશ્વાસીને, એટલે, તેને શોકમાં શ્વાસ લેવડાવીને, ધીરજ આપીને; પ્રથમનો વિરહ છે તેથી; બરાબર તેની આશ્વાસના કરીને;

૨ 'ખાતકૂટે;' ખાત (ધાતુ. ખન્=ખોદવું, તેનો ભૂતકૃદંત.)=ખોદેલું; ખોદેલો કૂટ=શિખર (શ્લોક. ૬ ટીકા ૧ જેવી.) ખાતકૂટ. (જે પ્રમાણે, ખાત મુહૂર્ત.) ત્રિનયન=ત્રણ નયન જેને (શ્લોક ૭૩ ટીકા ૭)= શિવ, શિવનો વૃષ= આખલો, પોઠિયો; તેણે ખોદેલો શિખર; શિવનો પોઠિયો ત્યાં કૈલાસના શિખર ઉપર આવે, તેથી, તેણે, ખોદેલો શિખર; તેને—મારી પ્રિયાને આશ્વાસન કરીને, શિવના પોઠિયાએ ખણેલા શિખર ઉપરથી, એટલે, કૈલાસના શિખરથી વળીને—પાછો વળીને, તંતણાં એટલે, તેનાં, મારી પ્રિયાનાં, કુશળ વચન, સુખમાંછે એવાં એનાં વચન, એટલે, એનો પાછો સુખ સંદેશો, ત્યાંથી, ચિન્હાળો, નિશાની સહિત, મેં જે-

चिन्हाळां लै, कुशल वचनो, ते तणां लावि चारु,
प्रातःकुन्द प्रसव सम हुं मन्द जीवाड वारु. १३७

कैं शुं सौम्य! ग्रह्युं मनथि आ, बन्धुनुं कार्य तें के,
तारी भारे धिरज नथि कैं, तर्कवी उत्तरे के;

---

વી નિશાનિશે આપી, તેવી એની તરફની પણ નિશાનિયોવાળો સન્દેશો લઇને, અહિં તે સન્દેશો—તે ચારુ સુંદર સન્દેશો—લાવીને,

'પ્રાત: કુન્દ;' પ્રાતર્ (અવ્યય.) પ્રાત: કુન્દ; સવારનું કુન્દ; સવારનું કુન્દ નામનું ફુલ; કુન્દ=મોગરો (શ્લોક ૮૬ ટીકા ૨ જોવી.) સવારમાં મોગરાનું ફુલ કરમાયલું હોયછે, તે ઉપરથી, પ્રાત: કુન્દના પ્રસવ જેવું; પ્રસવ=જન્મેલી વસ્તુ, બાળક; એટલે કુન્દનું ફુલ, મોગરાનું ફુલ; તેના જેવો હું મન્દ, તેને તું, એવાં વચન—સન્દેશાનાં કુશળ વચન લાવીને, જીવાડ; નહિતો મરી જઇશ.

૧૩૮—૧ 'સૌમ્ય!' હે સૌમ્ય! તેં આ બન્ધુનું કાર્ય કાંઇ મનમાં લીધુ? લીધું કે? કે=અથવા, તારી ભારે ધિરજ, એટલે, તારું દૃઢ ધૈર્ય, તારૂં સ્થિર ગભીરપણું, સ્થિરવૃત્તિથી એક નિશ્ચય કરીને ગંભીરપણે કોઇ વાત મનઉપર લેવાની તારી ટેવ, તે કાંઈ ઉત્તરથી, જવાબથી, તું કાંઈ પ્રત્યુત્તર વાળે, મારા કહેલાનો સામો જવાબ આપે તે ઉપરથી, સામો જવાબ વાળે તોજ, કાંઇ તર્કવાની, સમજવાની કે માનવાની નથી. મતલબ કે, તું તો સદા સદ્વિચારનોજ છે, એટલે, તું જવાબ વાળે તોજ કાંઇ તેં મારૂં કામ મનઉપર લીધુંછે, કે મારૂં કામ કરીશ, એમ મારે સમજવાનું નથી-મારે સમજવુ ન જોઇએ; ઉત્તર નથી દેતો તોપણ કરીશજ એમ મને ખાતરી છે; (તારા ધૈર્યવાન્ સ્વભાવને લીધે.) વુઇલિસન કહેછે કે વાદળું કાંઇ બોલે નહિ તેનો આ પ્રમાણે નિર્ણય કરવાની યુક્તિ, ઘણી સફાઇદારછે.

आपे वारी, मुनिव्रत धरी, याचता चातकोने,
साराने छे, प्रतिवचन तो, इच्छियुं कर्वुं जोने. १३८

आ तुं मारुं, करि अघटतुं, वीनव्युं व्हालुं काम,
मित्राचारे, विरहि गणिवा, वा दयाभाव नाम,
इच्छया देशे, जलद! विचरे, आम वर्षाभर्योश्री,[1]

---

મુનિવ્રત ધરીનેતું યાચતા-જળજાચતા-ચાતકોને પાણી આપેછે; બોલ્યા વગર તેમની આરત ભાગેછે; બોલીને, જણવીને આપે તતો કાંઇ સારૂં ન કહેવાય; માટે, કલ્યાણ કરવાનો તારો દૃઢ નિશ્ચયછે તેથી તું મૌન ધારણ કરીને સુખ વરસાવતોજ જાયછે; કારણ કે, સારા માણસને, મોહોટા મનના માણસને, કોઇનું પુછેલું, કોઇની પ્રાર્થના, આપવી, એજ તેનું પ્રતિવચન, સામો જવાબ વાળવાનોછે; બોલીને કે કહી, જણાવીને માગ્યું આપવું, એ કાંઇ મોહોટા માણસનું લક્ષણ નથી; તેની તરફનો પ્રત્યુત્તર તો એજ કે બીજાનું પુછેલું સત્કાર્ય કરવું. ' જોને ' એટલે, તું જો, તું જાણેજછે તો!

૧૩૯—૧ 'વર્ષા ભર્યોશ્રી'; વર્ષાથી શ્રી-શોભા, સૌંદર્યનો-ભરેલો; વર્ષાની શોભાથી ભરેલો; વર્ષા, વર્ષાઋતુ, વરસાદની ઋતુના સૌંદર્યથી ભરેલો; એટલે, ચોમાસાના ભરપૂર રમણીય રૂપથી શોભતો; તું આ મારૂં વીનવેલું વહાલું કામ, તને અઘટતું, એટલે, તારી ઊંચી પદવીને મારા જેવા સાધારણ પ્રાણીનું એવું કામ કરવું તને ઘટતું તો નહિ લાગતું હોય તોપણ, મિત્રાચારથી, દોસ્તીને દાવે, અથવા, મને વિરહિ ગણીને, અથવા, મારા ઊપર દયાભાવને નામે, દયા આણીને, આટલું મારૂં કામ કરીને— આટલું મારૂં કામ કર, અને પછી—વર્ષાઋતુની શોભાથી સુરમ્ય, હે જલદ! પુછેલા દેશે, જે દેશોમાં જવાની ઇચ્છા હોય ત્યાં, વિ-

ચરજે, જજે; પછી, સુખેથી, જ્યાં તારે જવું હોય ત્યાં જજે. અને આવો—મારા જેવો—તું કદાપિ, એક ક્ષણ પણ, એ તારી વિજળી વહુનો વિયોગી, માંહો! ન થતો, ન થઈશ! કદાપિ, તારે તારી વિજળીનો વિયોગ ન થશો!

એમ એકાએક વાત અધ્ધર રાખીને ગ્રંથની સમાપ્તિ કરી દેવાનો તોડ ઘણો સુંદર દેખાયછે. જેવો ગ્રંથના આરંભનો ઉઠાવ તો ઉદારછે તેવો એનો અન્ત પણ રમણીય છે; પછીનું બધું મનમાં સમજી લેવાનું છે—તે સમજી લેવાય તેવુંછે; મેઘે શન્દેશો કહ્યો ને પછી તે બે મળ્યાં એ સહજ મનમાં આવી જાય છે.

પાછળથી થયેલા લખનારાઓએ તે પછી બેત્રણ શ્લોક દાખલ કરયા છે.

---

पुस्तकान्तरे दीठेला क्षेपक लखाय छे.

आ अद्रीथी निकळि अलका आविने शीघ्र के'वा,
यक्ष स्थाने, फिकुं निरखिने दर्सव्यां चिन्ह जेवां;
का'व्युं जे जे, प्रणय मधुरुं, गुह्यके[1] जे विनोदे,
ते सर्वे ते, कह्युं गृहिणिने, काम रूपी पयोदे. १४०

ते सन्देशो, जळधरवरे[1], दिव्यवाचे, विचारी,
बोल्यो कर्ता जनहित तणो, रक्षवा यक्षनारी,

---

१४०—१ 'ગુહ્યકે;' ગુહ્યક; (गुह्यंकथयतीतिगुह्यकः) ગુહ્ય, ગુપ્ત વાત, ન જણાય એવી વાત કહે (કથ્, ધાતુનો અર્થ કહેવું તેનો આદિનો ક.) તે, ગુહ્યક=સિદ્ધ, યક્ષ (શ્લોક ૧ ટીકા ૩ જોવી.) આ અદ્રિ—પર્વતથી—એટલે, રામગિરિથી નીકળીને શીઘ્ર, ઉતાવળો સન્દેશો કહેવાને અલકામાં આવીને, તથા, યક્ષનું સ્થાનઘર, ફીકું, શૂન્ય, દેખીને, તથા, જેવાં યક્ષે ચિન્હ કહ્યાં હતાં તે જોઈને, પયોદે, એટલે, મેઘે, (પયસ્=પાણી; દા=આપવું, તેનો દ=પયોદ; ઘોષવર્ણ આગળ સ્ અથવા વિસર્ગ આવે તો તેનો 'ઓ' થાયછે તે નીયમાનુસારે.) ગુહ્યકે—યક્ષે, જે જે વિનોદથી પ્રણય—પ્રેમથી, મધુર કહાવ્યું હતું, તે બધું ગૃહિણીને, એટલે, યક્ષની ભાર્યાને કહ્યું.

૧૪૧—૧ 'જલધરવરે'; જલધર=જલનો ધારણ કરનાર, મેઘ; જલધરમાંવર=શ્રેષ્ઠ, મોહોટો, મુખ્ય (તત્પુરુષ.)
જન, એટલે, લોકોના હિતનો કર્તા, લોકને હિતકરનાર, તે મોહોટો જલધર, યક્ષની નારીનું રક્ષણ કરવાને; તેને ધૈર્ય આપી તેના મનને કાંઈ આધાર મળે તેને માટે તે સન્દેશો દિવ્યવાચે, દિવ્ય=સ્વર્ગની, વાચે=વાચાએ, વાણીથી, બોલ્યો; અને તે વાત—તે સન્દેશો—તેના ભર્તાના સુખ સમાચાર

पामी वार्ता, मन हरखती, थै रही हर्षघेली,
कोनी याच्ना, न थइ फलदा, सज्जनोने करेली? १४१

सूणी वार्ता, जलदनि कही, सदय त्यां ते धनेशे[1],
छेडो आणी, सदय हृदये, काढिने कोप लेशो,
संयोज्यांने, दुख गयुं बधुं दम्पती हर्ष चित्ते,
भोगो इच्छया, निशादिन सुखे, भोगवाव्याज नित्ये.१४२

---

—પામીને, જાણીને, મનમાં હરખ પામતી, તે, હર્ષ ઘેલી થઈ રહી; કારણ કે,સજ્જનોને સોંપેલી, અર્પણ કરેલી યાચના—જાચના—પ્રાર્થના, ફલદા, ના. ના. જા. ફળને આપનારી (ધાતુ. દા=આપવું.) ફલીભૂત, સફળ, કોની નથી થઈ? સર્વેની થઈછે; એટલે, સારા મનુષ્યોને સોંપેલું કામ મનગમતી રીતે પાર પડેછે.

૧૪૨—૧ 'ધનેશે;' ધનેશ; ધનપતિ; કુબેર.

ધનપતિએ,જલદ—મેઘની કહેલી વાર્તા સાંભળીને, સદય—દયા સહિત, હૃદયથી, કોપનો લેશમાત્ર પણ કહાડી નાંખીને છેડો, શાપનો છેડો, અન્ત આણીને, બેને સંયોજ્યાં, બન્નેનો સંયોગ કરયો, તેથી દુઃખ રહિત થયેલાં દમ્પતી—પતિ પત્નીને ચિત્તે હર્ષ થયો અને, તેમની ઇચ્છા પ્રમાણે તેમને, નિરંતર,સુખ ભોગવાવ્યાં.

समाप्त.

